# કાળીદાસ

અને

# રાજભોજ

## ( ભાગ ૧-૬ )

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

અમદાવાદ.

અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનાર.

# કાળીદાસ અને રાજાભોજ

## ( ભાગ ૧—૬ )

પ્રયોજક.


પુરોહિત પૂર્ણચંદ્ર શર્મા.

દેલવાડા—આબુપહાડ.



છાપી પ્રસિદ્ધ કર્ત્તા.

હરિભાઇ દલપતરામ પટેલ

શાહપુર—અમદાવાદ.

સોલ એજન્ટઃ—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ. ૩ જી — પ્રત. ૧૨૫૦

સંવત ૧૯૭૯ — સને ૧૯૨૩


કીંમત. રૂ. ૦—૧૨—૦

સ્વદેશ ભાવનાઓને જગાવતી

# વસંત-વિહાર.

આવૃત્તિ ૨ જી સચિત્ર.

લેખક "વસંત"

**ઉત્તમ પ્રકારની ગઝલો તથા રસમય કાવ્યોથી ભરપૂર**

પ્રેમ, ભક્તિ, વૈરાગ્ય, શૃંગાર, સાહિત્ય, ધર્મ વગેરે અનેક વિષયો ઉપર ઓજસ્વી ગઝલો તેમજ કાવ્યોનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે. ગ્લેજ કાગળ, મનહર છપાઈ, સોનેરી પાકું પુંઠું હોવા છતાં

**કીંમત રૂ. ૨–૮–૦**

સોલ એજન્ટ

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

પાનકોર નાકા—અમદાવાદ.



અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

# પ્રકાશકના બે બોલ.

મારા મનમાં ઘણા વખતથી એવી અભિલાષા હતી કે, જનસમાજમાં અને વિદ્વાનોમાં ફેલાયલી મહા કવિશ્રી કાળીદાસ અને મહારાજા ભોજની કીર્તિની કથાઓનો સંગ્રહ કરી ગુર્જર ગિરામાં જનસમાજના કરકમળમાં અર્પણ કરવામાં આવે તો યશસ્વી અને પરોપકારી પુરૂષોનાં ચરિત્રો સાધારણ મનુષ્યના હૃદયમાં પણ છાપ પાડી શકે એ હેતુ પાર પાડવા વિશેક વાર્ત્તાનું ન્હાનું પુસ્તક પ્રથમ પ્રસિદ્ધ કર્યું હતું. તેની સઘળી નકલો થોડા વખતમાં ખપી જવાથી જનસમાજની માગણીને પહોંચી વળવા અપ્રસિદ્ધ કેટલીક વાર્ત્તાઓનો ઉમેરો કરી આ આવૃત્તિ કાઢવામાં આવી છે. તેને વાંચકવર્ગ વધાવી લેશે એવી ઇચ્છા છે.

ગુરૂ પૂર્ણિમા ૧૯૭૯.
અમદાવાદ.

લી.
પ્રકાશક

श्री मदूसर तीरविहारिणे नमः ॥

# श्री

# કાળીદાસ અને રાજાભોજ

## ની મનોરંજક વાર્તાઓ.

## ભાગ ૧ લો.

### વિદ્યાવિલાસી રાજાભોજ અને કવિવર કાલિદાસનાં ટુંક જીવનવૃતાન્ત.

आत्मार्थे जीवलोकेऽस्मिन्को न जीवति मानवः
परं परोपकारार्थे यो जीवति स जीवति—

જેણે જગતમાં જન્મી પરોપકાર ન કરતાં પોતાનોજ ઉપગાર કરેલ છે તે જીવતો પણ મુવા જેવોજ છે અને જેણે જન્મ લઇ પરોપકારાર્થે પુરૂષાર્થ કરેલ છે તે મુવા પછી પણ નિરંતર જીવતોજ છે એમ મહાત્મા જનોનું કહેવું છે.

પ્રિય વાચકવૃંદ! પરમાર કુળ શ્રી ભોજભૂપતિ અને કવિકુળગુરૂ સમર્થ સાક્ષર કાલિદાસ એ બન્ને મહાન્ પુરૂષોનો સ્વર્ગવાસ થયાને લગભગ પંદરસો વર્ષ થઇ ગયાં છે; છતાં પણ તેઓનો કીર્તિચંદ્ર દિશાના અંત પર્યંત પ્રકાશી રહેલ છે. એજ બતાવી આપે છે કે તેઓ મરણધર્મને પામ્યા નથી, પણ વિદ્યમાન છે.

માળવામાં ઉજ્જયણી ( ઉજ્જેણ ) શહેરમાં પરદુઃખભંજન પ્રૌઢ પ્રતાપશાળી મહારાજા વિક્રમાદિત્યની પછી પરમાર વંશમાં કેટલાક રાજાઓ થઇ ગયા છે તે પૈકીનો શ્રી ભોજભૂપતિ કે જે શ્રી હર્ષ-રાજાનો પ્રપૌત્ર અને સિન્ધુલ રાજાનો પુત્ર મહાન્ વિદ્યાવિલાસી અને ન્યાયમૂર્તિ હતો, તેનું નામ રંકથી તે રાય સુધી સહુ કોઇ યાદ કરે છે. તે મહાન્ યશસ્વી નરરત્નનો જન્મ વિક્રમ સંવતના દશમા સૈકામાં થયો હતો; પરંતુ કયા વર્ષમાં થયો હતો ? તેવું પ્રમાણ કોઈ પણ ગ્રંથ ઉપરથી હજુ હાથ લાગેલ નથી. તે ભારત ભૂષણ ભોજભૂપતિએ ધારાનગરી કે જેને હાલ કિલ્લેધાર કહે છે તેમાં રાજધાની સ્થાપીને પચાસ વર્ષ સાત માસ અને ત્રણ દિવસ લગી નિરવિઘ્નપણે રાજ કર્યું હતું.

એ મહાન્ સ્વભાષાભિમાની નરવરનો ઇતિહાસ આ પ્રમાણે છે. પરમાર વંશના સિંહદત્તભટ શ્રીહર્ષ વા, સિંહભટ વગેરે નામોથી ઓળખાતો માળવાધીશ, એક સમય રાજવાટિકામાં ફરવા–હવાખાવા ગયો હતો. તે વખતે મુંજના ભોથામાં તુરતનો જન્મેલ સુંદર સ્વરૂપવાન બાળક તેના જોવામાં આવ્યો. તે પ્રેમથી બોલ્યો કે–અહા ! હું અપુત્ર-પણાના અસહ્ય દુઃખથી અત્યંત પીડાતો હતો, તે કારણથી દીનદયાળુ દૈવે મને આ અમૂલ્ય બાળક અર્પણ કર્યો. ખરેજ હવે હું કૃતકૃતાર્થ છું. આ પ્રમાણે હર્ષઘેલો બની જઇ તેણે તે બાળકને મ્હોટી ધામધુમ સાથે પોતાના મહેલમાં આણ્યો અને તેની પ્રાપ્તિના સ્થાનની યાદી રહેવા તે બાળકનું મુંજ એવું નામ પડયું.

આ સારા પગલાંવાળા બાળકના પ્રતાપે શ્રીહર્ષરાજની વૃદ્ધાવ-સ્થામાં પોતાની પાટરાણીને ગર્ભ રહ્યો અને પુરે માસે પુત્ર અવતર્યો. તેનું નામ સિંધુલ વા સિંધુરાજ પાડયું.

સિંધુમાં વીરતાદિ ઉત્તમ ગુણો હતા; તદપિ ઉતાવળીઓ, ઉદ્ધત અને અવિચારી હોવાથી શ્રીહર્ષરાજાએ પોતાના અંતિમ સમયે

મુંજરાજને શુરો અને બુદ્ધિશાળી તથા સમસ્ત રાજગુણ સંપન્ન જાણી રાજ્યનો વારસ કર્યો.

બલ્લાલ કવિ કહે છે કે—" સિંધુલ રાજાએ ધારાનગરીમાં ઘણા વખત સુધી રાજ્ય કર્યું અને તેને વૃદ્ધાવસ્થામાં ભોજ નામનો પુત્ર થયો. તે પાંચ વર્ષનો થયો એટલે સિંધુલનો સ્વર્ગવાસ થયો. અર્થાત્ સિંધુલે પોતાના ક્ષણભંગુર દેહનો અંત સમય જાણી પોતાના ન્હાના બાળરાજાને ગાદીનસિન કરીશ તો મુંજરાજ લોભના લીધે મારી નાંખશે અથવા તો તે રાજ્યભાર વહન કરવા લાયક ઉમરનો નથી એમ જાણી મુંજને રાજ્ય સોંપ્યું " પરંતુ પ્રબંધ ચિન્તામણિનો શ્રીમેરૂતુંગાચાર્ય અને વૃદ્ધભોજપ્રબંધનો કર્તા એ વાતને જરાપણ સ્વીકારતા નથી. તેઓએ ઉપર પ્રમાણે પ્રમાણ આપી પોતાની વાર્તાને પ્રમાણ કરાવવા એમ પણ લખેલ છે કે " સિંધુલને તોફાની જાણી મુંજે તેને દેશનિકાલ કર્યો હતો. તે વખતે સિંધુલને એક ભોજ નામા ન્હાનો કુમાર હતો, તેને મુંજે પોતાના કબજે લઇ પોતાના પુત્ર સાથે શાસ્ત્ર તથા અસ્ત્ર શસ્ત્રનું ઉત્તમ જ્ઞાન ઉત્તમ શિક્ષકદ્વારા અપાવતો હતો. તે સિંધુલ ફરતો ફરતો ગુજરાતમાં આવ્યો તે વખતે એક વેળા દિવાળીની રાતે ચોરોને શુળી દેવાના ઠેકાણે એક સુઅરનો શિકાર કરવા ઢીંચણ ઘરાણીએ બેસી ધનુષ ઉપર બાણ સંધાન કર્યું; તે વખતે તેના ઢીંચણ નીચે ચોરનું સબ દબાએલું હતું તેમાં પ્રેતનો સંચાર થઇ તેને બીહવડાવવા ધાંધળ કર્યું; છતાં પણ તેણે સુઅરનો શિકાર કર્યો, તેથી તે પ્રેત પ્રસન્ન થયો અને સર્વ રાજ્ય લક્ષ્મી સ્વાધીન થવાનું તેણે વરદાન આપ્યું તથા ફરી માળવ ભુમિમાં જવાથીજ અધિક ભાગ્યોદય છે એમ પણ સિંધુલને સુચવ્યું, તેથી સિંધુલ માળવામાં આવ્યો; પરંતુ મુંજે તેને ઓચિંતો પકડી લાકડાના પાંજરામાં પુરી દીધો." આ પ્રમાણે સિંધુલનો વૃત્તાંત કહે છે. હવે

તે ગમે તેમ હશે તેની આપણને વિશેષ જરૂર નથી. માત્ર એટલીજ જરૂર છે કે–મુંજરાજ ગાદી ઉપર હતો અને તેણે ભોજને ઉત્તમ અધ્યયન અપાવ્યું હતું; જો કે ભોજકુમાર દેવાંશી પુરૂષ તો હતોજ અને તેમાં વળી તેને ઉચ્ચ પ્રકારની કેળવણી મળી તેથી ટુંક વખતમાં તે સકળ કળામાં પ્રવીણ થયો અને તેણે સર્વનાં મન પોતાના ભણી આકર્ષી લીધાં.

એક સમય એક નિમિતશાસ્ત્રના નિપુણ શાસ્ત્રીને મુંજરાજે ભોજના ભવિષ્ય વિષે પુછ્યું. ત્યારે તેણે પોતાના જ્ઞાનબળથી ભોજના ભાગ્યબળનું ભવિષ્ય ભાખ્યું કે–" આ ભોજરાજા માળવાની ગાદી ઉપર પચાસ વર્ષ સાત માસ અને ત્રણ દિવસ લગી ગૌડ દેશ સહિત દક્ષિણ પર્યંત રાજ્ય સ્થાપિ ઉતમ કામ કરી નામને અમર કરશે. " આવાં તે જ્યોતિષવેત્તાનાં વચન સાંભળી મુંજરાજે ઉપરથી તો ખુશાલી બતાવી, પણ તેને અંતરમાં ઉગ્ર ઇર્ષ્યાગ્નિ પ્રજ્વલિત થયો. જોષિરાજના ગયા પછી તે મહા સંતાપવાન થઇ વિચારવા લાગ્યો કે–" ભોજમાં ન્હાનપણથીજ પરાક્રમી તેમજ યુકિતબાજનાં ચિન્હ પ્રકાશે છે માટે નક્કી ન થોડા વખત પછી બાપનું વૈર લેવાના બદલે મારો નાશ કરી આ રાજ્યલક્ષ્મીને પોતે વરી અખંડ ઐશ્વર્યવંત થશે: માટે રોગ અને શત્રુો ઉગતાંજ છેદી નાખવો એજ ઉત્તમ છે. " એમ વિચારી પોતાના વિશ્વાસુ વત્સરાજને બોલાવી તેને પોતાની દુષ્ટ વિચારણા દર્શાવી કે–" ભોજને કોઈ ન જાણે તેમ આજ વખતે વનમાં આવેલા ભુવનેશ્વરીના મંદિરમાં લઇ જઇ ભવાનીને ભોગ આપીદ્યો. " આવા ઘોર કૃત્યની વાત જાણી વત્સરાજે વિનય અને નીતિ યુકત વિવિધ પ્રકારનાં વચનોવડે મુંજરાજને સમજાવવા યત્ન કર્યો; પરંતુ તેનો તે યત્ન સઘળો નકામો ગયો અને ઉલટો ક્રોધાયમાન થઈ બોલ્યો કે–" તું મારો ધણી છે કે નોકર ? જો નોકર હોય તો સ્હામો

ઉત્તર ન વાળતાં એકદમ ભોજનો ભોગ ભવાનીને આપી દે. " આ પ્રમાણે કોપ વચન સાંભળી વત્સરાજ રાતના વખતે ભોજને ભુવનેશ્વરી-ના મંદિરમાં લઇ ગયો અને તરવાર ખુલ્લી કરી મુંજનો વિચાર ભોજને કહી બતાવ્યો. તે સાભળી ભોજરાજ કુંમાર અવસ્થામાં હતો છતાં જરા પણ ન ગભરાતાં એક વડના પાદડા ઉપર પોતાની જાંઘમાંથી લોહી કહાડી તે વડે તે ઉપર એક શ્લોક લખી વત્સરાજને તે પત્ર સોંપી તેણે પ્રસન્નવદને કહ્યું કે–" આ પત્ર મારા કાકા સાહેબને આપજો અને મારાં માતુશ્રી વગેરેને પાછળથી મારો શોક ન કરે તેમ આશ્વાસન આપજો. હવે તમો તમારા રાજાનો હુકમ જલદી અમલમાં આણી તમારા ધર્મને દીપવો. મારા ભાગ્યમાં ઇશ્વરે આવુંજ નિર્માણ કરેલ હશે તો પછી તેને મિથ્યા કોણ કરે તેમ છે? હું કોઇને દોષ આપતો નથી, પણ મારા પ્રારબ્ધનેજ દોષ આપુછું. હું મરવામાં મહા સુખ માનું છું. તમો મને મારી મારા કાકાને જલદી સંતોષ આપો."

આવાં ભોજ કુમારનાં ભય રહિત અને ધીરતાનાં વાક્યો સાંભળી વત્સરાજ સ્તબ્ધ બની ગયો અને વિસ્મયતા સાથે વિચારવા લાગ્યો કે–" આવા અમૂલ્ય નરરત્નને નિરપરાધે મારી માળવા ભુમિના સૌ-ભાગ્યને છીનવી લેવું એ ખરેખર દેશદ્રોહી અને આર્યબાંધવોના અ-હિતચિંતક પદને પામવાનો પંથ છે! માટે ચાહે તેમ થાઓ, પણ આવા ભાગ્યશાળીનો ભવાનીને ભોગ આપવો, એ અયોગ્ય કૃત્ય હું તો નહીંજ કરૂં." એમ નિશ્ચય કરી તરવારને મ્યાન કરીને બોલ્યો કે– 'હે નરરત્ન શિરોમણિ! હું આપનું સંરક્ષણ કરવા ચાહું છું, ભલે મુંજરાજને કદાચ જાણ પડશે તો તે વખતે પડશે તેવા દેવાશે. મેં ભોજકુમારનો ઘાત કર્યો છે એની પ્રતીતિ આપવા મૃગને મારી તેનાં નેત્ર તેને આપી તેનું મન શાંત કરીશ; માટે તમો મારા ગુપ્તગૃહમાં રહો અને મોજ કરો; પરિણામે જે હરિની ઇચ્છા હશે તે થશે."

આ પ્રમાણે કહી વત્સરાજે ભોજને કોઇ ન જાણે તેમ પોતાના ઘરના ભોંયરામાં સંતાડી દીધો અને ત્યાર પછી મૃગનો શિકાર કરી મૃગનાં નેત્ર લઇ મુંજરાજ આગળ જઇ તે નેત્ર તેને બતાવ્યાં એટલે મુંજ બોલ્યો કે—" પ્રિય વત્સરાજ ! ભોજનો વધ કરતી વખતે તે કાંઈ બોલ્યો હતો ? કે ગભરાઇજ ગયો હતો ? " આ પ્રમાણે પ્રશ્ન સાંભળી ભોજનું લખેલું પત્ર વત્સરાજે મુંજરાજને આપ્યું. તે પત્ર મુંજે વાંચ્યું કે—

**मान्धाता समहीपतिः कृतयुगालंकार भूतो गतः**
**सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकाः ॥**
**अन्ये चापि युधिष्ठिर प्रभृतयो यावद्भवान् भूपते**
**नैकेनापि समंगता वसुमती नूनं त्वया यास्यति ॥**

સત્યયુગના આભુષણ રૂપ માંધાતા પૃથ્વીપતિઓ પણ ગત થઇ ગયા. મહાસાગર ઉપર જેણે સેતુ–પુલ બાંધ્યો હતો તે દશકંધરનો અંત કરનાર શ્રીરામ કયાં છે ? અર્થાત્ તે પણ વૈકુંઠ લોકમાં પધાર્યા; યુધિષ્ઠિર આદિ અન્ય સમર્થ મહાત્માઓ પણ હતા ન હતા થઇ ગયા; તદપિ હે ભુમિપતિ મુંજ ! આ પૃથ્વી કોઇની સાથે ગઈ નથી; પરંતુ હું ધારૂં છું કે આપની સાથે તો તે નિશ્ચે આવશેજ ! "

આવો હૃદયભેદક ભાવયુક્ત શ્લોક વાંચતાં વેંતજ મુંજ મૂર્ચ્છા ખાઇ ભોંય પડયો. તે જોઇ વત્સરાજ તેને શીતોપચારથી સાવધ કરીને ધૈર્યતા આપવા લાગ્યો; પરંતુ મુંજ તો ચોધારાં આંસુ ઢાળતો ઘણોજ પશ્ચાતાપ કરવા લાગ્યો. " અરેરે ! મેં પાપાત્માએ ક્ષણભંગુર સુખના માટે વગર વાંકે વિદુષિ વીરબાળકનો વધ કરાવ્યો. હાય ! ક્ષત્રીનો ધર્મ તજી હિચકારાની હારમાં હાથે કરીને ખપવા મેં આ ઘોર કર્મ કર્યું ! હે પાષાણ હૃદયના પાપી ! કુમળી વયના ચતુર રાજકુમારનો વિનાશ કરાવતાં તને જરા અરેકારો પણ ન આવ્યો ? ! હાય ! હાય ! હવે હાથે કરી પાપને વગોવવા કૃતવા કરવા સરખા ચાળા કરવા લાગ્યો.

ઘોરપાપી ! તારૂં હૃદય આવા ઘોર કૃત્યથી કેમ વિદીર્ણ થતું નથી ? પૃથ્વી માતા ! સર્વથી મારો તને વિશેષ ભાર છે માટે મને તારા પેટમાં સમાવી દે ! મારો ઘોર નરક સિવાય ક્યાંએ વાસ થવા લાયક નથી ! મિત્રો અને સુહૃદો ! આ પાપી આત્માનો અંતિમ સંસ્કાર કરી લ્યો ! દેવીઓ ! આ દુષ્ટાત્મા ઉપરનો મોહ તમારા મનમાંથી કાઢી નાંખો ! શિવ !! શિવ !!! હું ક્યાં જાઉં ? શું કરૂં ? અને કેવે પ્રકારે આ ઘોર પાપથી છુટું ?"

આ પ્રમાણે છુટું ગળું મુકી દેહ તથા વસ્ત્રાદિનું ભાન ભુલેલા મુંજરાજને રડતો અને પશ્ચાતાપ કરતો જોઇ વત્સરાજ, સંબંધીઓ અને રાણીઓ વગેરે સર્વ જનો મહા ગભરાટમાં પડયાં. મુંજરાજે નિશ્ચય કર્યો કે વિશ્વાસઘાતી અને બાળઘાતીનું પ્રાયશ્ચિત એજ છે કે જીવતે ચિતામાં પ્રવેશ કરી પોતાના પ્રાણને પરલોક મોકલાવવો. એ નિશ્ચય ઉપર આવી તેજ પ્રમાણે ચિતા ખડકાવવાની તૈયારી કરાવી. તે જોઇ વત્સરાજે માજી મુખ્ય પ્રધાન બુદ્ધિસાગરને ત્યાં જઈ તેને સર્વ હકીકતથી વાકેફ કરી સલાહ પુછી કે–" ભોજને મે બચાવ્યો છે, પણ કેવા પ્રકારે પ્રસિદ્ધ કરવો ? કેમકે પ્રસિદ્ધ કરતાં મુંજરાજ પોતાના હુકમના થએલા અપમાનથી મારૂં કાસળ કહાડવા કીનો રાખે તો નિમાજ પઢતાં મસજીદ કોટે વળગે તેવો ઘાટ થઇ પડે માટે સાપ મરે નહિ અને લાઠી ભાગે નહિ તેવો ઉપાય બતાવો, જેથી મારૂં, મુંજનું અને ભોજનું શ્રેય થાય." આ પ્રમાણે વત્સરાજનાં વચન સાંભળી બુદ્ધિસાગરે કહ્યું કે " યોગીરાજે ભોજને સજીવન કર્યો છે આવી મતલબના ઠાઠ રચી ભોજને મુંજ આગળ રજુ કરો."

તદંતર વત્સરાજે તેજ પ્રમાણે કર્યું અને ભોજને મુંજ આગળ રજુ કર્યો; એટલે તો નાશ પામેલું ધન ફરી પ્રાપ્ત થવાથી જેમ ધનાધીશ આનંદ પામે છે તેમ ભોજને જોઇ મુંજ આનંદ પામ્યો અને

ઉઠી ઉભો થઇ ભોજને છાતી સરસો ચાંપી મસ્તક ચુંબી તેના અ ગાડી પોતાના પાપની માફી માગવા લાગ્યો. તે જોઇ ભોજ કાકાના ચરણમાં પડી કહેવા લાગ્યો કે–" નેવનાં પાણી મોભે ચઢવા સરખો અયોગ્ય પ્રકાર ન કરો–જેને હું પગે પડવા અને ક્ષમા માગવા યોગ્ય છું, તેની આગળ આપ નમન અને ક્ષમા માગવાનો પ્રકાર કરો છો એથી હું પાપનો અધિકારી થાઉંછું. જે હરિની ઇચ્છા હોય છે તેજ નિરંતર થયા કરે છે, મનુષ્યનું ધાર્યું કશું બનતું નથી. હે તાત ! ચએવી વાત માટે જરા પણ શોચ કરવો યોગ્ય નથી; કેમકે ઇશ્વરની પ્રેરણાથી જે થયું છે તેમાં તમારો શો દોષ છે ? સુખ દુઃખ સર્વ કર્માધીન છે તેથી તે વિષે મનમાં માઠું લગાડવાનું જરાએ પ્રયોજન નથી." આ પ્રમાણે ભોજરાજનું નીતિ પ્રીતિ અને નિષ્પ્રપંચ યુક્ત બોલવું સાંભળી સર્વ કોઇ તેની ધૈર્યતા અને સુજ્ઞતા માટે ધન્યવાદ આપવા લાગ્યા અને મુંજ તો તેના આ મહાન ગુણોમાં લીન થઇ તેજ ક્ષણે તેને રાજ્યનો ભાર સોંપી પોતે પોતાના દેહનું સાર્થક કરવા તપોવનમાં પોતાની સ્ત્રી સહિત તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યો. ધન્ય છે એવા ભવભીરૂ ભુપતિને ! !

ભોજરાજા સંવત ૧૦૩૯ માં નાની વયે રાજ્યની લગામ હાથ ધરી બુદ્ધિસાગર મંત્રીને મુખ્ય મંત્રિ પદ ઉપર નિયત કરી, તથા વત્સરાજને ઉત્તમ અધિકાર આપી, સુજ્ઞ સલાહકારોની સલાહ અને નીતિને અનુસરી પોતાની પ્રજાનું પાલન કરવા લાગ્યો. પોતાના અતુલિત બળથી તેણે શત્રુઓના બળને તોડી નાંખ્યું, રાજ્યમાં અનેક પ્રકારનો સુધારો વધારો કરી અને પ્રજાની અગવડતાઓને અળગી કરી વિદ્યા-કુમરની અભિવૃદ્ધિ કરવા તરફ તેણે મન દોર્યું. અર્થાત્ પુર્વ કાળમાં વિદ્વતા સંસારના કલેશમાંથી મુક્ત થવા માટે સંપાદન થતી હતી તેજ વિદ્વતા ત્યાર પછી અનુરાગીઓથી સંસાર સૌખ્યનું આસ્વાદન

કરવા માટે કાળે કરીને સંપાદન થવા લાગી અને હવે તો પૃથ્વીપતિ-ઓને વિદ્યા રહિત જોઇને તેજ વિદ્વાના પ્રતિદિવસ અસ્ત થવા લાગી છે અર્થાત્ વિદ્વતાની કદરજ રહી નથી. અહો ! એ શું ઓછા દુઃખની વાત છે ? આ રાજર્ષી, ભતૃહરીજીનાં અમુલ્ય વચનોને લક્ષમા લઇ વિદ્વાનો, કારીગરો અને બુદ્ધિવંત નીતિમાનોને ચાહવા લાગ્યો; એટલુંજ નહી પણ આર્ય કળાઓને પુર્ણ ચઢતીના શિખર ઉપર ચઢાવી નામને અમર કરવા લાગ્યો.

એ ભોજરાજ વિદ્યાને ઉત્તેજન આપનાર, મહાદાની, શુરવીર, ધૈર્યવાન, ચતુર, સમયનો જાણનાર, કદરદાન, ગુણગ્રાહી, નીતિવંત અને દેશોન્નતિ કરવામાં અતિ ખંતિલો હતો; તેજ કારણને લીધે તે મહાન યશસ્વાની દશો દેશમાં કીર્તી વિસ્તરી હતી તે અદ્યાપિ સુધી પણ ઝાંખી થવા પામી નથી એ કાંઇ ઓછા આનંદની વાત નથી ! માટેજ **નામ રહંદા ઠક્કરો, નાણાં નવ રહંત, કીરતી હંદાં કોટડાં, પાડયાં નાંહિ પડંત !** વળી એ ભોજરાજની સભામાં ૧૪૦૦ પ્રખ્યાત પંડિતો વિદ્યમાન હતા, તેમાં કાલિદાસ, ભવભૂતિ, માઘ, બાણભટ્ટ, મયુર, મલ્લિનાથ, બલ્લાલ, શંકર, વરરૂચિ, દાંડી, રાજશેખર, ક્ષેમચંદ્ર અને કવિશેખર આદિ મુખ્ય પંડિતો હતા. જો કે આ નામોવાળા પંડિતો કયારે અને કોના વખતમાં થયા ? તે વિષે અનેક સવાલોને જન્મ મળે છે; પરંતુ તે વાતનો નિર્ણય કરવા પુરતાં પ્રમાણો ન હોવાથી મનમાંથી શંકા નિવારણ થતી નથી અને મન વિકલ્પ-વંત થાય છે. જેમ ભોજ નામના રાજા પણ ઘણા થયા છે, તેમ કાલિદાસ આદિ નામોવાળા પંડિતો પણ ઘણા થઇ ગયા છે, તેથી કયા ભોજના વખતમાં કયો કાલિદાસ કે કયો પંડિત હતો ? તે વાતનો અંત આવે તેમ નથી માટે તે અનંત વાતને બાજુ ઉપર મુકી માત્ર તેઓના ગુણ અને વચનામૃતનો આનંદ લઇ મગ્ન થવું એજ ઉત્તમ છે.

એ ભોજરાજને જ્ઞાન અને વિદ્યાની અભિવૃદ્ધિ માટે વિશેષ ઉત્કંઠા શા કારણથી અને કોના ઉપદેશથી થઇ? તેનો વૃત્તાંત આગળ કહેવામાં આવશે, તે વાંચી સકળ સુજ્ઞ વાચક વર્ગ વાકેફ થશે; તદપિ અત્રે એટલું તો કહીશું કે ભોજરાજ ગુણના પાત્ર રૂપ હતો ને તેમાં ગુણોનો પંડિતો દ્વારા સંચય થયો હતો; પરંતુ જો તે છિદ્ર-યુકત પાત્ર હોત તો તેમાં ગુણો રૂપ અમૃતરસનો સંચય થાતજ નહી અને સર્વની મહેનત વૃથા જાત, પણ ભોજરાજ ગુણગ્રાહી અને વિદ્યાવિલાસીજ હતો, તેથી કોઇની કઠોર ઉકિત પ્રત્યે પણ લક્ષ ન આપતાં માત્ર પોતાની મહત્તા વિચારી દેશનો ઉદ્ધાર કરવા અહર્નીશ ઉત્સાહી રહેતો હતો. ધન્ય છે એવા નેકનામી દેશોત્કર્ષક નરવરને! કે જેણે પુષ્કળ કાળ ધનનો ભોગ આપી આર્યોને આનંદિત કર્યા.

વ્હાલા વાચકો! ઉપર વર્ણવેલા ધારાધીશ મહારાજાની હજુરમાં જે કાલિકાનો ભકત કાલીદાસ પંડિત હતો તે કાસ્મિરનો રહીશ તથા **કુમારસંભવ, રઘુવંશ, મેઘદૂત, શાકુંતલનાટક, ઋતુસંહાર, વિક્રમો-**વંશી માલવિકાગ્નિમિત્ર, શૃંગારતિલક, શ્રુતબોધ, **પ્રશ્નોત્તરમાલા, અસનજહાસ્યાર્ણવનાટક** વગેરે અપુર્વ ગ્રંથનો કર્તા હતો. તેજ મહાકવિ કાલીદાસ ભોજરાજાના નવ રત્નોમાં મુખ્ય રત્નરૂપ હતો એમ ઘણા જણ ઓનું કહેવું છે. પણ તે વાત કેવળ અસંભવિત છે; કેમકે **પ્રબંધચિન્તામણિનો** કર્ત્તા તથા **જ્યોતિર્વિદાભરણ** ગ્રંથનો કર્ત્તા કહે છે કે— વિક્રમરાજાની સભામાં ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ વેતાલભટ્ટ, ઘટકર્પર, કાલીદાસ, વરાહમિહિર અને વરરુચિ એ નવરત્નો હતાં.” આ ઉપરથી સુજ્ઞ વાચકો તો જાણીજ જશે કે તે કવિ કાલિદાસ અને ભોજરાજ ( વૃદ્ધભોજ કે લઘુભોજ ) ની સભાનો શૃંગાર કવિ કાલીદાસ ખાસ જુદોજ છે.

ભોજરાજાનો માનિતો કાલિદાસ તો ઘણું કરીને એક સિદ્ધાનગરી

( હાલ જેને વરંગુળ કહે છે તે ગામ ) નો રહીશ હતો. જાતનો તેલંગી બ્રાહ્મણ અને સંસ્કૃત ભાષાનો પુર્ણવેત્તા મહાન કવિ હતો. કોનો પુત્ર ? તથા વિદ્યાર્થી ? અને કેવા પ્રકારે ભોજરાજાની સભામાં મુખ્ય પંડિતની પદવીને પામ્યો ? તે વિષે કશું હજુ પ્રકાશમાં આવ્યું નથી. આ કાલિદાસ શૃંગાર રસની મૂર્તીરૂપ હતો. તેની વૃત્તિ એક વિલાસવતિ વેસ્યાના વિલાસમાંજ નિવાસ કરતી હતી. તેણે શૃંગારરસાષ્ટક, પુષ્પબાણવિલાસ, ભોજચંપુ, ભોજપ્રબંધ, રામાયણચંપુ, શ્યામલાદંડક અને નળોદય વગેરે ઉત્તમ ગ્રંથો રચી જગતનું મન આકર્ષી લીધું છે. આ મહાકવિ કાલિદાસના માટે ઘણીક દંતકથાઓ પ્રચલિત છે; પરંતુ કઇ ખરી હશે ? તે વિષે કશું પ્રમાણ મળતું નથી. કોઇ કહે છે કે માઘજીએ ભોજરાજાની પુત્રીના મેહેણાથી દ્વેશ ધારી બકરાં ચારતા મૂર્ખ બ્રાહ્મણને વગડામાંથી પકડી લાવી ડોળમાં લાવી ભોજરાજ સાથે યુકતિવડે ભેટાડી ભોજની પુત્રીનો ભરથાર બનાવ્યો, પણ ભોજ પુત્રી મહા વિદ્યાવંત–વિચિક્ષણ હોવાથી તેણે તેને મૂર્ખ જાણી મહેલની બારીએથી ફેંકી દીધો અને ત્યાર પછી તે મૂર્ખ આશાભંગ થઇ મરણ આદરવા તૈયાર થએલો એક જળાશયમાં પડી આત્મઘાત કરવા લાગ્યો. તે સ્થળે રહેલ કાલિકાના મંદિરમાંથી કાલીએ બ્રાહ્મણનો ઘાત થતો જાણી તેને અટકાવ્યો અને ઘાત કરવાનું કારણ જાણી કાલિ પ્રસન્ન થયાં. કાલિનો દાસ હોવાથી કાલિદાસ નામ સ્થાપન કરી પુનઃ ભોજ પુત્રીના મેહેલે ગયો અને પોતાની અદ્વિતીય વિદ્યાશકિત દર્શાવી ભોજની પુત્રી સાથે રંગભોગ ભોગવવામાં ભાગ્યશાળી થયો અને એજ વિદ્યાબળથી ભોજરાજાના પ્રીતિ તથા વિશ્વાસના પરમ પાત્રરૂપ થયો.

કેટલાક કહે છે કે સત્યવાન રાજાના ધર્મસેતુ નામના પ્રધાનનો પુત્ર ચુડામણી અને તેજ રાજાની ચંપકલિલા પુત્રી એ બન્ને જણ

એકજ પાઠશાળામાં વિદ્યાધ્યયન કરતાં હતાં. પ્રધાન પુત્ર વડો નિશા-ળીઓ હોવાથી બીજા વિદ્યાર્થીઓની દેખરેખ રાખતો હતો. એક સમય તે પ્રધાનપુત્રે રાજપુત્રીના મનહર રૂપને જોઇ કેવળ કામ વિગ્રહ થઇ પોતાની સાથે પાણી ગ્રહણ કરવાની રાજકુમારીને વિચારણા જણાવી: પરંતુ તેણે તે વચનનો તદન અનાદાર કર્યો; એટલુંજ નહીં પણ તેનો કઠોર શબ્દોવડે તિરસ્કાર કરી ધમકી આપી ફરીથી જરાપણ આ વિષે હિલચાલ ન કરવા સખ્ત તાકીદ આપી. પણ વિષયાંધ પ્રધાન-પુત્રે તેની દરકાર ન રાખતાં જણાવ્યું કે–" ઠીક છે જોઇ લેવાશે, હુંજ ખરો કે જો મારું વચન નહીં માને તો કોઇ એવા મુર્ખ સાથે સંબંધ જોડાવી દઉં કે આખો જન્મારો ઝુરતાંજ જાય." આવાં વ-ચનો સાંભળી રાજકુમારીએ જણાવ્યું કે " જા જા ગુલામ જે ઇશ્વરે ધાર્યું હશે તે થશે, ભુખે પ્રાણ જતાં લગી પણ સિંહનાં બાળકો ઘાસને નહીં ચરશે! તું શું કરી શકે તેમ છે?"

આ પ્રમાણે પરસ્પર ચકમક ઝરવાથી રાજ કન્યાએ પાઠશાળામાં આવવું બંધ કર્યું અને કેટલોએક વખત જતાં તે વાતની યાદી જરા પણ તેના મનમાં રહી નહીં; પરંતુ પ્રધાનપુત્રે તે ડંસ મનમાં રાખી કુંવરીના પિતાના કહેવાથી યોગ્ય વરની શોધ કરવાનું કામ તેણે માથે લીધું અને દેશવિદેશ ફરી મહા મૂર્ખ શિરોમણી બ્રાહ્મણના છોકરાને ગોવાળનું કામ છોડાવી પકડી લાવી ખાવા પીવા અને વસ્ત્રાલંકારની સુશ્રુષાથી દેદિપ્યમાન બનાવી તે રાજકુમારી સાથે પાણીગ્રહણ કરવા-નો ઠાઠ રચી દીધો.

દૈવ સંયોગે તેની ધારણા પાર પડી, પણ જ્યારે સુઘડ ચંદ્ર-વદની ચતુરાએ પોતાના પતિને મૂર્ખ જાણ્યો અને તેમાં બે બદામની બુધ્ધી પણ ન જોઇ ત્યારે તેને ધમકી આપી, કોઇ વખતે આ દેશમાં જાહેર ન થતાં અન્ય દેશમાં આખું જીવન ગાળવાની સખ્ત ભલામણ

આપી રાત્રિના સમયે કહાડી મુકયો. એટલે તે બિચારો તળાવની પાળ ઉપર આવેલા કાલિના મંદિરમાં આપઘાત કરવા તૈયાર થયો તેથી બ્રહ્મહત્યા ચોટતી જોઇ કાલિ પ્રસન્ન થયાં અને તેની જીભ ઉપર સરસ્વતીના બીજ મંત્ર લખી મહાન કવિ–પંડિત બનાવી ભોજ-રાજાની સભામાં ભાગ્યોદય થવા વરદાન આપ્યું. વરદાન બળથી વિદ્વાન થઇ મંદિરમાં તે કાલિદાસ સ્તુતિ કરતો હતો ત્યાં પોતાનીજ વિવાહિત રાજ્યકન્યા સખિયો સહ દેવી પુજન કરવા આવી અને એ વિદ્વાન સાથે પ્રસંગોપાત થતાં પરસ્પર ઓળખાણ પડી એટલે પો-તાથી થએલી ભુલનો અપરાધ ક્ષમાવી પતિને પૂર્ણ પ્રેમસહ પોતાના આવાસમાં લઇ ગઇ. તદનંતર ભોજ ભુપાળની ભેટ લીધી અને ભો-જની મુગ્નો વાળ થઇ પડયો. તેણે અવર્ણનીય વિદ્વતાથી જગતના જન મંડળનાં મન રંજન કરી પોતાના નામને અમર કર્યું.

પ્રેમી પાઠકો ! આ પ્રમાણે ઉત્પત્તિ વિષેનાં ભિન્ન ભિન્ન વૃતાંતો છે; તોપણ એટલું તો નિર્વીવાદ છે કે કાલિદાસ જાતનો બ્રાહ્મણ, મૂર્ખ, સ્થિતિનો બકરાં ચારનારો અને કાલિ પ્રતાપથી પ્રવર પંડિત થએલો તથા ભોજરાજની સભાનો શણગાર હતો. તે તેના ગુણને અવલંબી અન્ય દંતકથાને અળગી મુકી તેના કવિતામૃતનો આસ્વાદ લેવો એજ આપણી ફરજ છે માટે ભોજ અને કાલિદાસ વચ્ચે થએલા વિનોદી વૃત્તાંતથી વાકેફ થવા નીચેનાં વૃતાંતો વાંચો કે જેથી આળસ અલ-ક્ષ્મી, ચિંતા શોક, અજ્ઞાનતા, અક્કડતા અને નિષ્ઠુરતાદિનો લય થઇ સુવિચાર, સુજ્ઞતા, ઉદ્યોગ, ધૈર્ય, સમય સુચકતા, વાક્ય ચાતુરી, આ-નંદ દેશાભિમાન, પ્રેમભક્તિ અને ઉત્સાહ પ્રકટ થાય તથા પુનઃ વિ-દ્યાની અભિવૃદ્ધિના અંકુરો હૃદયમાં સ્ફુરાયમાન થાય એટલે જય જય રંગ સદા વરશો. તથાસ્તુ !



# વાર્તા પહેલી.

જેઓ પરોપકાર કરતા નથી તેમનું જીવિત તો સાવ નકામુંજ છે.

ભર્તૃહરિ

એક સમય ધારાપતિ ભોજ ભૂપાળ ઉપવન તરફ ક્રીડા કરવા જતા હતા. તે વખતે એક ગોવિંદ નામનો વિપ્રવર સ્હામેથી આવતો હતો, તેણે ભોજ ભૂપાળને આવતા જોઇ આશિર્વાદ ન દેતાં આંખ વીંચી આડે રસ્તે ચાલવા માંડયું. આ આશ્ચર્યકારક બનાવ જોઇ ભોજ ભૂપાળે ભૂદેવને ભાવ સહિત પુછ્યું કે—" હે ભુસુર ! તમે મને જોઇ સ્વસ્તિ વચન ન કહેતાં આંખ વીંચી આડે રસ્તે ચાલો છો તેનું શું કારણ છે ?" બ્રાહ્મણ બોલ્યો. " હે ભૂપતિ ! આપ ગૌબ્રાહ્મણના પ્રતિપાળ છો એથી આપનો મને ભય નથી કે મને કાંઇ પણ નુકશાન કરશો અને તેથીજ નિડર થઇ કહું છું કે તમે સ્મૃદ્ધિ છતાં કોઇ દીનજન કે વિદ્યાવંતનાં દુઃખ કાપવા દાન દઇ આશિર્વાદ મેળવતા નથી માટે મળેલી સ્મૃદ્ધિ ન મળેલા જેવી છે. દાન અને ભોગ રહિત ધનનો સર્વદા નાશ થાય છે; કેમકે ધનની દાન, ભોગ અને નાશ એ ત્રણ ગતિ થાય છે. જે માણસ દાન દેતો નથી વા ઉપભોગ કરતો નથી તેના ધનનો નાશ થાય છે. એટલા માટે જો ધન હોય તો દાન પણ દેવું અને ઉપભોગ પણ કરવો. સરાણ ઉપર પેલ પાડેલો મણી, શસ્ત્રથી ઘાયલ થએલો પણ યુદ્ધમાં જય મેળવનાર લડવૈયો, મદ ઝરવાથી ક્ષીણ થએલો હાથી, શરદ ઋતુમાં સુકાયલા કાંઠાવાળી નદીઓ, બીજનો ચંદ્રમા, રતિ રમણમાં ચુંબન વગેરેથી મર્દન થએલી નવલ વધુ અને જેઓએ માગણ મનુષ્યોને પોતાનો વૈભવ આપી દીધો છે એવા મનુષ્યો, એ સર્વ શોભે છે. સારાંશમાં એજ કે માણસે દાન અવશ્ય દેવું જોઇએ. મારવાડમાં મેઘની વૃષ્ટિ થવી, ભુખ્યાને ભોજન

આપવું અને દરિદ્રિને દાન દેવું, એજ સફળ છે. ભર્યામાં ભરવાથી કશું ફળ નથી, પણ ખાલીમાં ભરવાથી કાંઇક ફળ મળે છે. જેમ રોગીને ઔષધ આપવું હિતકારી છે, પણ નિરોગીને ઔષધ આપવું નકામું છે તેમ ગરીબને દાન ન દેતાં સુખીને દાન દેવુ પણ નકામું છે. દાન ભોગ રહિત જેના દિવસો જાય છે તેનું લવારની ધમણ જેમ શ્વાસ લે છે તેમ શ્વાસ સહિત જીવન જાણવું અર્થાત્ લવારની ધમણ શ્વાસ લે છે પણ જીવન રહિત છે તેમ અદાતાજન શ્વાસ લે છે પણ જીવન રહિત છે. તાત્પર્ય એજ કે ધમણ અને મનુષ્ય બન્ને શ્વાસોશ્વાસ લે છે, માત્ર દાન ભોગ કરે તો મનુષ્ય જીવન સફળ ગણાય નહીં તો શ્વાસોચ્છ્વાસ સહિત પણ ધમણ જેવું વ્યર્થ જીવન ગણાય છે. માટે આપ અદાતા છો, જેથી આશિર્વાદ દેવાનું ફળ શું ? પ્રાતઃકાળમાં અદાતાનું મુખ જોવાથી આખો દિવસ નુકશાનમાં જાય છે માટે આપનું મ્હોં ન જોવા મેં આંખ્યો વીંચી લીધી. જેમ નપુષકને સ્ત્રી ચાહતી નથી તેમ જેની પ્રસન્નતાથી લાભ અને અપ્રસન્નતાથી હાનિ થતી નથી તેવા નરની આગળ યાચના કરવા યાચકો ચાહતા નથી. મારા પિતા જ્યારે કાશીજીએ જતા હતા ત્યારે મેં પુછ્યું હતું કે હે પુજ્ય ! મને કરવા યોગ્ય શું છે ? તે શિખામણ આપતા જાઓ. ત્યારે પિતાએ કહ્યું કે હે પુત્ર ! મંત્રિ, નપુષક અને સ્ત્રીઓના વસ્ય થએલો જે રાજા હોય તેની સ્વપ્ને પણ સેવા ચાહીશ નહીં. દુષ્ટ પ્રધાનોથી વીંટાયલો રાજા હોય તે રાજાના આશ્રયમાં રહેવું એ બે મોટાં પાપ છે; કેમકે તેવા રાજાઓની પાસે રહેવાથી સજ્જન જનોનો નિભાવ થતો નથી. જેમ હિતકારી નિતિયુક્ત વચનો બાળકનાં કહેલાં પણ માનવા યોગ્ય છે, અને અહિતકારી અનીતિ યુકત વચનો જો બ્રહ્માજીનાં કહેલાં હોય તોપણ માનવા યોગ્ય નથી. તેમ સંપત્તિએ કરીને હીન હોય તેવો રાજા જો ગુણોના સ્થાનરૂપ હોય તો સેવવા યોગ્ય છે, પણ તેથી વિપરીત

હોય તો સેવવા યોગ્ય નથી; કેમકે ગુણોના સ્થાન રૂપ રાજા સંપતિ હીન હોય પણ વખત આવ્યે આશ્રિતના દારિદ્રને દુર કરે છે અને સેવા સફળ થાય છે, પણ ગુણ રહિત રાજા સંપતિવાન હોય તો પણ તે સેવાની કદર જાણતો નથી માટે તેની સેવા નકામી છે. હે રાજન્! કર્ણ, દધીચી, શિબી, હરિશ્ચંદ્ર તથા વિક્રમાદિ ઉદાર દાનેશ્વરીઓ પરલોકમાં બીરાજ્યા છે છતાં લોકને દીપાવે છે અને પોતાનાં ઉત્તમ દાનો વડે ઉત્પન્ન થએલા નવ ગુણોએ કરી પરલોકમાં ગયા છતાં પણ નિરંતર પૃથ્વીમાંજ વસે છે તેમ શું બીજા રાજાઓ આ લોક અને પરલોકને દીપાવે છે? કદિજ નહિ; કેમકે અદાતા લોકોની ઉદારતા અને ચતુરાઈ કદિ શોભાને પામતીજ નથી. આ ક્ષણભંગુર દેહ તો એક દિવસ ગમે તેટલી સાચવણી કર્યા છતાં પણ પડી જનાર છે તો તેની કડમડ સાચવ્યા કરતાં તો યશ સંપાદન કરવો કે જેથી મરણ થયા પછી પણ જગતમાં નામ સંજીવન રહે છે. ચાહે તો પંડિત મૂર્ખ, સબળ, નિર્બળ, ધનવાન કે દરિદ્રિ હો, તદપિ તે સઘળાંનું મૃત્યુ તો સમાનજ છે માટે જે વેહેતી ગંગા વખતે માર્ગે જતાને પણ અંજળી પાણી પીવા દીધું તેજ ખરૂં છે. જે પુરૂષ બળ, કળા, કુળની મર્યાદા, લાજ અને દાન ભોગથી રહિત છે તેનું જીવ્યું લેખામાં ગણાતું નથી, પણ આયુ અલેખે ખોયું ગણાય છે."

આ પ્રમાણે પ્રમાણ સહિત નીતિ વચનો સાંભળી ભોજ ભુપાળ તેનાં બોધ વચનો ઉપર તલ્લીન થઇ હર્ષાશ્રુ સહિત બોલ્યો કે—"હે દ્વિજોત્તમ આ સંસારમાં હમેશાં મીઠાં વચનો બોલનારાં મનુષ્યો ઘણાં છે, પણ હિતકારક કડવાં વચન કહેનાર અને સાંભળનાર મનુષ્યો થોડાં પણ મળવાં મુશ્કેલ છે. જે હિતચિંતક છે તે મીઠાં વચન બોલનાર નથી અને જે મીઠાં વચન બોલનાર છે તે હિતચિંતક નથી. જેમ કડવાં ઓસડો રોગનો નાશ કરી સુખ આપે છે, અને મીઠાં

ઓસડો તાપાદિ રોગોને મટાડતાં નથી તેમ કડવાં વચનો પણ સુખ આપનાર છે, પણ મીઠાં વચનો સુખ આપનાર નથી; માટે કડવા બોલ કહી હિત કરનાર મિત્રો મળવા દુર્લભ છે. આપે જે કડવાં ઓષડોના ઘુંટડા સમાન પથ્ય વચનો કહી મારા અપયશ રૂપી રોગને ટાળી ચિત્તને જાગ્રત કર્યું છે તે માટે હું આપનો અત્યંત આભારી છું અને ઇચ્છું છું કે આપ જેવા સન્મિત્રોની સંગતિ સદા સર્વેશ્વર મને સમર્પણ કરો."

આ પ્રમાણે બોલી અતિ માન સહિત ભોજરાજા એક લાખ રૂપિયા ચરણમાં મુકી બોલ્યો કે–"હે ભૂમીંદ્ર! આપનું નામ શું છે? તે કૃપા કરી દર્શાવો." બ્રાહ્મણે પૃથ્વી ઉપર પોતાનું (ગોવિંદ) નામ લખી બતાવ્યું એટલે નામ વાંચી ભોજ ભૂપાળે કહ્યું કે–"હે વિપ્રવર! આપ નિત્ય પ્રત્યે રાજભુવનમાં પધાર્યા કરો, આપને કોઇ મના કરશે નહિ. વળી અન્ય વિદ્વાન, કવિ, દીન, દુઃખી જનોને પણ આપ હર્ષ સહિત અહિંયાં લાવ્યા કરો અને મને નિરંતર મારા શ્રેયનો માર્ગ બતાવ્યા કરો."

તદંતર રાજા અત્યંત દીનજનો તથા ગુણીજનોને દાન દેવા લાગ્યો; જેથી ટુંક સમયમાં દેશ વિદેશમાં તેની વિશેષ પ્રશંસા વધી અને તેથી વિદ્વાનોનો પોષિંદો તથા દીનજન રક્ષક બન્યો. જ્યાં ત્યાંથી વિદ્વાનો, કવિઓ અને કારીગરો પોતાના હજુર આવવા લાગ્યા તથા તેણે સર્વ જણાની ઇચ્છા પૂર્ણ કરી દાની શિરોમણિ પદ પ્રાપ્ત કર્યું. વળી ભોજ ભૂપાળે પોતાના શહેરમાં એવો ઢંઢેરો પીટાવ્યો હતો કે "એક વર્ષની અંદર જે ન ભણ્યા હોય તેમણે ભણવું, પણ જો વર્ષની આખરે જે મૂર્ખ માલમ પડશે તેનાં ઘર સરકાર હસ્તક કરી વિદેશી વિદ્વાન વિપ્રોને સોંપવામાં આવશે. તેમ મહા કવિને એક લાખ રૂપિયા, પંડિતને પચાસ હજાર, શ્લોકાર્થ સમજાવનારને એક ગામ અને અર્થ સમજ્યા પછી બીજાને સમજાવનારને અરધું ગામ આપવામાં આવશે."

આ પ્રમાણે હંમેશ ફરવી લોકોને ખાસ ગુણી બનાવવા માટે ઉત્સાહ વધારવા દ્રવ્યાદિ વગેરેની જે જે સહાયતા જોઇએ તે તે આપવા ઠરાવ કરી આર્ય પ્રજાની ઉન્નતિ કરવા ભગીરથ યત્ન આદર્યાં. વાહ એવા દેશ દાઝુ ધરાપતિને અનંતાનંત ધન્યવાદ છે !!

**વાર્તાનો સાર** એ છે કે–ભૂમિ ઉપર જન્મ લઇ જેણે સ્વાર્થ સાથે પરમાર્થ સાધવા અર્થાત્ લોકોનું કલ્યાણ વિચાર્યું નહિ તેનું જીવિત ધિઃકારવા યોગ્યજ છે; કેમકે શકિત છતાં ન તો પોતાના પંડને પ્યારથી પોષણ કરે કે, નહિ તો પરના પંડને પોષણ કરવા વૃત્તિ કરે તો, તેનું જીવવું બકરીના ગળાના આંચળ સમાન નકામું છે. જેણે પરોપકાર બુદ્ધિ ઉપયોગમાં લીધી નથી તે મનુષ્ય રૂપે પશુ છે તે કેવળ પૃથ્વીને ભારે મારવાજ અવતરેલ છે. માટે જન્મ ધરી મનુષ્યે પોતાનું અને પરનું જેમ બને તેમ પૂર્ણ કાળજી સહિત ભલું કરવું, જેથી આ લોક અને પરલોકમાં મહાન સુખ સંપાદન થાય છે.



## વાર્તા બીજી.



મહાત્મા પુરૂષોનું દર્શનજ પુણ્યકારક છે; કારણ કે મહાત્મા જનો સાક્ષાત્ જંગમ તીર્થરૂપજ છે. જો કે તીર્થો પુણ્યરૂપ છે ખરાં, પણ તે કેટલોક કાળ વીત્યા પછી ફળ આપે છે; પરંતુ મહાત્મા મહાશયો તો તત્કાળજ ફળ આપનાર છે. વૃદ્ધચાણક્ય.

કોઇ એક ગામડામાં એક અક્ષર શત્રુ બ્રાહ્મણ રહેતો હતો, તેને એવો વિચાર થયો કે–ધારાપતિ ભોજરાજા મહા જ્ઞાનેશ્વરી છે, પરંતુ વિદ્વાનોનો પોષિંદો છે અને હું તો વિદ્યાના સંસ્કારથી કેવળ વેગળો છું તો તેવો કાળા અક્ષરને કુટી મારનાર હું તે ભોજને કોઇ પ્રકારે

રીઝવી શકું તેમ નથી; તોપણ જો ભાગ્ય પ્રબળ હશે તો ઉદ્યમ નિષ્ફળ જશે નહી. કહ્યું છે કે—મનુષ્યના શરીરમાં આલસ્ય એજ મહાન શત્રુ છે. ઉદ્યોગ જેવો કોઇ પણ બંધુ નથી, માટે ઉદ્યોગ કરનાર પુરૂષ દુઃખી થતોજ નથી. ઉદ્યમ વિના કદી પણ દારિદ્રય જનારજ નથી. જગતમાં અનેક ગુણ સંપન્ન મનુષ્યો હોય, પણ જો દારિદ્રયાવસ્થા ભોગવતો હોય તો, તેથી મરણુ હજાર ગણું હરજ્જે સારૂં છે, કેમ કે નિર્ધન પુરૂષ અને સ્મશાનમાં સુતેલ મુડદું એ બંને કામ કરવામાં સમાનજ છે; અર્થાત જેમ મડદું પણ જીવન શક્તિ વિના કશું કામ કરવા શક્તિમાન નથી તેમ નિર્ધન જન પણ પૈસાની શક્તિ રહિત હોવાથી કશું કામ કરવા શક્તિમાન નથી. અહા ! એક દરિદ્રિ માણસે સ્મશાનમાં સુતેલા મડદાને કહ્યું કે—હે મિત્ર ! હે શબ ! તું ઉઠ અને મારૂં દારિદ્રય લઇ તારૂં મરણ સુખ મને આપ. આવું વાક્ય સાંભળી શબ અબોલ રહ્યું. કારણ કે દારિદ્રયથી મરણ હજાર વાર સારૂં છે, અર્થાત્ મરણ એક વખતજ પ્રાણ ગત કરી દેછે. પણ દારિદ્રય તો ડગલે ડગલે રીબાવી રડાવી પ્રાણ ગત કરે છે; માટે હું પણ એ દરિદ્રનો દોસ્ત હોવાથી પારાવાર દુઃખ વેઠું છું, જેથી સાહસ કરી દારિદ્રયને દેશવટો દેવરાવવા ઉદ્યમ તો કરૂં. જો ઉદ્યમ કરતાં પણ ભાગ્ય યારી નહી આપશે તો પછી કોનો દોષ છે આમ ભીક્ષાવૃત્તિ કરવાથી "**ભીખનાં હાંલ્લાં છીંકે ચઢે નહીં.**" એ કહેવત પ્રમાણે કાંઇ દારિદ્રય દૂર થવાનું નથી. કાં તો દરિયો કે કાં તો દરબાર સેવે તોજ ઘરબાર જરદાર થઇ પરવારનું પોષણ કરવા શક્તિમાન થવાય છે. હું તો નિરક્ષર—અભણ, પણ ભોજરાજા મહા દયાળુ અને ગાયબ્રાહ્મણ પ્રતિપાળ છે, તેમ વળી તેમના દરબારમાં કાળિદાસ જેવા જ્ઞાનિનું, ધર્મનું અને દેશનું પૂર્ણ અભિમાન ધરાવનાર નર રત્ન ઘણાઓ વિદ્યમાન છે, તેથી તેઓ આશ્રયવડે કરીને પણ સુખની દશા સાંપડશે એમ મન પ્રતીતિ આપે છે માટે ત્યાં જવું અને ભાગ્યની રચના જોવી

એતો સત્ય સંકલ્પજ છે. આ પ્રમાણે વિચાર કરી પ્રયાણ કર્યું અને કેટલીક મુદતે ઉજ્જયનીએ આવી પહોંચ્યો અને ધર્મશાળામાં મુકામ કરી, ભોજન જમી વિશ્રાંતી લઇ શ્રમરહિત થયો.

બીજે દીવસે પ્રાતઃકાળમાં ઉઠી શૌચક્રિયા, દંતધાવન, સ્નાન–આદિ ક્રિયાઓ કરી શિવ પૂજન સંધ્યા વગેરે ખટકર્મ કરી પ્રથમ કવિવર કાળિદાસનું ઘર પુછતો પુછતો જઇ પહોંચ્યો. નમસ્કાર કરી વિનય પૂર્વક દીનવાણીથી કવિંદ્રને વિનવવા લાગ્યો કે–" હું ભિક્ષુક બ્રાહ્મણ છું અને દારિદ્રયને દૂર કરવા આપ દયાળુ મુરબ્બી બ્રાતા અગાડી દૂર પંથથી આવ્યો છું. પરંતુ હું અભણ છું, રાજ્યની ભેટ લેવાથી કેવળ અજાણ છું અને વાકયચાતુરી જરા પણ જાણતો નથી, જેથી એ અરજ છે કે આપ મહાશય મારા ચરિત્રને ધ્યાનમાં લઇ ગમે તે પ્રકારે હું દારિદ્રય દુઃખથી મુકત થાઉં તેમ વિચાર કરશો, એ સો વાતની વાત છે." આવું ભૂદેવનું ભાષણ સાંભળી ભલા મનના ભારતીદેવીના કૃપાપાત્રે તેને ભલા પ્રકારે ભાગ્યશાળી બનાવવા કહ્યું કે–" બંધુ ! મારાં અહો ભાગ્ય છે કે આપ મારે ત્યાં પધાર્યા, આપ ખુશીથી મારા મકાનમાં રહો, ખાઓ પીઓ અને માત્ર સત્યાવીશ નક્ષત્રોનાં તથા બાર મહીનાઓનાં નામો મુખપાઠ કરી લ્યો એટલે ઇશ્વર સહુ સારાં વાનાં કરશે. " આ પ્રકારે સરસ્વતિ પુત્ર કાળિદાસનું બોલવું થયું એટલે તેણે તેજ પ્રમાણે કરવા ખુશી જણાવી અને જે નક્ષત્રો તથા મહીનાઓનાં નામોનો મુખપાઠ કરવો હતો તે શરૂ કર્યો.

કેટલોક વખત વીત્યા પછી તે નામો મુખપાઠે થયાં એટલે તેને કવિરાજે કહ્યું કે–" બ્રહ્મદેવ ! આજે હું રાજસભામાં જઇને સમય પ્રમાણે વાર્તાની યુક્તિ રચી તમોને માન સહિત બોલાવવા રાજસેવકો સહિત સુખપાલ મોકલાવીશ માટે તેમાં બેસી રાજદ્વારમાં આવજો અને

મુખપાઠે કરી રાખેલાં નામો રાજરાજેંદ્ર ભોજરાજ આગળ આશિર્વાદાત્મક માંગલિક વચનમાં કહેજો એટલે પછી આસપાસની સઘળી બાજી સુધારી હું લઇશ, જેથી પ્રારબ્ધાનુસાર અવશ્ય દ્રવ્યની પ્રાપ્તિ થશે." આ પ્રમાણે શીક્ષા આપી પોતે રાજ કચેરીમાં ગયા અને પ્રસંગોપાત વાતનો મુદ્દો આવ્યાથી 'એક વિદેશી મહાન વિદ્વાન મારે ત્યાં આવેલ છે.' આટલું કવિંદ્રનું બોલવું થતાંજ વિદ્યાવિલાસી ભોજ ભૂપાળે આજ્ઞા કરી કે–"તે મહાન્ વિદ્વાનને માન સહિત અહીંયાં બોલાવવા સત્વર ગોઠવણ કરો." આ પ્રકારે આજ્ઞા થતાંજ માન્યવર મહા પંડિતરાજને બોલાવી લાવવા યોગ્ય ગોઠવણ કરી.

તદનંતર સુખપાલ સહ રાજમંત્રિ સેવકો સહિત કાલિદાસને ઘેર જઇ તે નિરક્ષર છતાં સમર્થ સાક્ષરની સહાયતાથી સાક્ષરમાં ગણાતા અગ્રેશ્વરને કહ્યું કે રાજદ્વારમાં મહારાજ ભોજ ભૂપાળે આપને આમંત્રણ કરવા અમોને મોકલેલ છે માટે આપ કૃપા કરી આ સુખપાલમાં બીરાજી અમારી સાથે પધારી રાજ્યસભા પાવન કરો. એમ વિનવ્યું એટલે યોગ્ય પોષાકના ઠાઠથી સુખપાલમાં બેસી રાજ્યદ્વારમાં આવ્યા, અને મહાન્ પંડીતના માન્યાર્થે સકળ સભા ઉઠી ઉભી થઇ, માન્ય આપી નમન કરી ખુદ માળવપતિએ અતિ સન્માન સાથે યોગ્ય આસન આપ્યું; પરંતુ આ બિચારા ગ્રામિકજને રાજ્ય કચેરીનો ઠાઠ અને તે વળી બાણુલાખ માળવાના ધણીના દરબારનો દબદબો સ્વપ્ને પણ જોએલ નહીં તેણે આ સ્વર્ગભૂવનને શરમાવે તેવી અલૌકિક રચના નિહાળી હર્ષઘેલો થઇ ગયો. જે સત્તાવીશ નક્ષત્રો અને બાર મહિનાઓનાં નામો મહા મહેનતે મુખપાઠે કર્યા હતાં તે આ અજબ બનાવના જોવાથી જાણે પાઠ કર્યાજ ન હતાં તેમ થઇ ગયું. તેથી નક્ષત્રોનાં નામોનો ક્રમ ભુલી અશ્વિની, પુનર્વસુ, રેવતી અને કૃતિકા આ ચાર નામોજ માત્ર ઉચ્ચારણ કરી પુનઃ સ્તબ્ધ થઈ ગયો. એટલે

ભોજ ભૂપાળે કવિરાજ કાલિદાસને પુછયું કે—આ કમળાંગ માત્ર ચારજ નક્ષત્રોનાં નામો કહી પંડિતરાજે મૌનપણું ધર્યું તેમાં શું ચમત્કૃતિવંત ભાવ રહેલો છે તે સમજાતું નથી ?

આવાં ભૂપતિનાં વચન સાંભળી બગડેલી બાજીને સુધારવા બાહોશ કવિવરે કહ્યું કે—" આ રાજરાજેન્દ્ર ! આપ જાણોજ છો કે, જે ઘણું બોલ્યા છતાં પણ થોડા અર્થવાળું ફીકું ભાષણ હોય તો તે કશા કામનું નથી, પણ જે થોડું બોલ્યા છતાં અધિક ભાવાર્થ દર્શક ભાષણ હોય તો તે અત્યંત ઉપયોગી મનાય છે. વળી—જેમ બને તેમ એક માત્રા પણ ઓછું બોલવું એ પુત્ર જન્મોત્સવ સમાન સમજી પંડિતવરે કેવળ ટુંકામાં મિષ્ટ અભિષ્ટ આશિર્વાદ આ પ્રમાણે આપ્યો છે કે—

**अश्विनी वसतु भूप मंदिरे । मंदिरे वसतुते पुनर्वसु ॥**
**रेवती पति कनिष्ट सेवया । कृतिका तनय विक्रमो भव ॥**

વિશેષ ઘોડાઓને જન્મ આપનારી ઉત્તમ ઘોડીઓ આપના મંદિરમાં સદૈવ વસો, તથા પુનર્વસુ એટલે લક્ષ્મી પણ આપના મંદિરમાં સદૈવ વસો, તેમજ રેવતીના પતિ શ્રી બળરામજી તેમના લઘુ બાંધવ જે શ્રીકૃષ્ણ પરમાત્મા તેમની સેવા આપના મનમંદિરમાં સદૈવ વસો અને કૃતિકાના પુત્ર જે દૈવી સેનાના અધ્યક્ષ કાર્તિકયસ્વામિ તેમના સમાન આપનું પરાક્રમ વૃદ્ધિ પામો.

આ પ્રમાણે ગંભીર અર્થ સૂચક આશિર્વાદ સાંભળી ભોજરાજ અત્યંત પ્રસન્ન થઇ નામના ગણાતા વર પંડિતજીના ચરણમાં નમી સાત હજાર સોનામહોરો ભેટમાં મુકી શુભાશિર્વાદને વધાવી લીધો.

ત્યાર પછી પંડિતજી પણ દારિદ્રયને દેશવટો મળવાથી મહા સુખમાં નિમગ્ન થતા અને કવિંદ્ર કાલિદાસના ગુણાનુવાદ ગાતા પોતાના વતનમાં જઇ સંસારિક સુખો ભોગવી આનંદપણે કાળક્રમણ કરવા લાગ્યા.

વાર્તાનો તાત્પર્ય એજ છે કે—ઉદ્યમ એજ સાચો કિમિયો છે માટે હંમેશાં ઉમેદભર ઉદ્યમ કરી ઉત્તમ સુખને સંપાદન કરવા સાચા મનથી મચ્યાજ રહેવું તો અંતે ઉદ્યમથીજ જય છે અને આલસ્યથી ક્ષયજ છે. લાભ મળવો યા હાનિ થવી એ ભવિષ્ય ઉપર આધાર છે; પરંતુ એટલું તો સિદ્ધ છે કે વિચાર સહિત લાભદાયી ઉદ્યમ કર્યો હોય તો છેક નાઉમેદ થવાનો સમય પ્રાપ્ત થતોજ નથી. બીજો સાર એ છે કે—મનુષ્ય માત્રે મહાન્ પુરૂષનો આશ્રય લેવો, જેથી સદા સુખજ પ્રાપ્ત થાય છે. ત્રીજો એ સાર છે કે—બગડેલી બાજીને સુધારવા સમયસૂચક રસિક વાક્યો વદી પોતાની ધારણાને પાર પાડવા આગળ વિચરવું. ચોથો એ સાર છે કે—ટુંકું અને મીઠું વાક્ય બોલી પોતાનો સ્વાર્થ સાધવા સાવધાન રહેવું. મી. રીકટરે કહે છે કે—જુદા પડયા પછી તમને ગેરહાજરીમાં પણ યાદ કરે એવા સ્નેહ ભર્યા બે બોલ બોલ્યા વગર જુદા પડતા નહી. અર્થાત્ થોડા પણ મીઠાશ ભર્યા પ્રેમાળ બોલો બોલી જુદું પડવું. હમેશાં મધુર હાસ્ય પ્રેમભાવ અને સ્હેજ સ્હેજ ઉપકાર એ વડે સામાનું મન પોતાના તાબે કરી લેવાય છે, એટલુંજ નહી પણ સુખ સંપાદન થાય છે. આ સિવાય કાલિદાસ પંડીતની પરોપકાર વૃત્તિ વિદ્વતા, જ્ઞાતિનું અભિમાન તથા આશ્રિતને સહાયતા આપવા કેવી વિચારણા હતી તે ઉપરની વાર્તા સ્પષ્ટ દર્શાવી આપે છે.



## વાર્તા ત્રીજી.

સજ્જનના સમાગમમાં ઇચ્છા, બીજાના ગુણમાં પ્રીતિ, ગુરૂમાં નમ્રપણું વિદ્યાનું વ્યસન, પોતાની સ્ત્રી ઉપર રતિ, લોકમાં નિંદાનો ભય, સદા શિવજી ઉપર ભક્તિ, મનને વશ્ય રાખવામાં શક્તિ અને

ખળના સહવાસનો ત્યાગ—એટલા નિર્મળ ગુણો જે પુરૂષમાં હોય છે તે પુરૂષો પૂજ્ય છે અર્થાત્ પૂજવા યોગ્યજ છે. **નીતિશતક**

એક સમય ધારાપતિ ભોજરાજે કેવળ વિરોધાભાસ અલંકાર-યુક્ત શાર્દુલવિક્રિડિતછંદનું ચોથું ચરણ બનાવીને પોતાની સભાના શૃંગાર રૂપ મહાન્ પંડિતોને તેનો ખુલાસો પુછવા લાગ્યા કે " **रामश्चुम्बति रावणस्य वदनं सीता वियोगातुरः** " રામચંદ્રજી સીતાના વિયોગથી આતુર થએલા રાવણના મુખનું ચુંબન કરે છે. આનું કારણ શું હશે ? "

આવો વિપરીતાર્થ દર્શક પ્રશ્ન સાંભળી તે સમસ્યાના ચરણની પાદ પૂર્તિ કરવા પ્રત્યેક પંડિતોએ પુષ્કળ તર્ક વિતર્કો કર્યા; પરંતુ મહાન્ બુદ્ધિવંત ભોજભુપાળને સમજાવવો એ તાણી તોછી લાવેલી અર્થ ઘટનાથી પાર પડે તેમ ન હતું એટલે સઘળા હીંમત હારી અધોમુખ થઇ વિચાર કરવા લાગ્યા. આ પ્રકાર જોઇ ભોજભૂપાળે કાલિદાસના સ્હામું જોયું; સ્હામું જોવામાં એ હેતુ હતો કે—મારી સભાના સકળ પંડિતો ગમે તેટલા ગિર્વાણગીરાનો ગર્વ રાખી ફરે છે; પરંતુ આવા વિકટ પ્રશ્નોત્તરમાં નિરૂત્તર થઇ જાય છે, પણ તમો સરસ્વતિ સ્વરૂપ વરદાયી છતાં મૌન ધારણ કરેલ છે એ શું ? આ પ્રમાણે રાજાના મનનો ભાવ સમજી કાલિદાસ હર્ષ સાથે બોલ્યા કે—" પૃથ્વી-નાથ ! આપનું કહેલું ચરણ વિશેષ સમસ્યાસૂચક છે તે આ પ્રમાણે છે.

**कवः कान्तारमगात्पितुर्वचनः संश्लिष्यकंठस्थली ।**
**कामीकिंकुरुतेचगृह्यहठताश्छिन्नंप्रकुढंचाकिम् ॥**
**कारक्षःकुलराग्निरेवह्याभवच्चन्द्रातपंद्वेष्टिको ।**
**रामश्चुम्बतिरावणस्यवदनंसीतावियोगातुरः ॥ २ ॥**

સ્ત્રી સહિત પિતાનું વચન માન્ય રાખી વનવાસ વેઠનાર કોણ ? **राम** કામીજનો કામિનીના કંઠદેશનું આલીંગન કરી શું કરે છે ?

**ચ્ચુમ્બાતિ**–ચુંબન કરે છે ગીધરાજ જટાયુના હઠથી રઘુકુળમણિ રામચંદ્રજીએ શું કર્યું **रावणस्य** **मं** રાવણનું માથું કાપ્યું ( મહાત્મા તુલસીદાસજીએ રામાયણ વિષે જટાયુ અને રામચંદ્રજીના સંવાદમાં કહ્યું છે કે–**સીતા હરણ તાત જિન, કહહુ પિતા સમજાય; જો મેં રામતો કુલ સહિત કહહિ દશાનન આય**–હે તાત ! પિતા દશરથજીને સીતાહરણના સમાચાર તમે કહેશો નહી. જો હું રામ છું તો, રાવણને કુળ સહિત સ્વર્ગ લોકમાં મોકલી તે સમાચાર પિતાશ્રીને પહોંચાડીશ. અર્થાત્ તમારા એણે પ્રાણ લીધા છે માટે તેના બદલમાં હું રાવણના અવસ્ય પ્રાણ લઇશ. આ વચન ઉપરથીજ કાલિદાસનું કહેતું થયું છે કે જટાયુના હઠથી શ્રીરામે રાવણનું મસ્તક છેદ્યું ) રાક્ષસના કુળને વિષે રાત્રિરૂપ કોણ છે ? **सीता** અને ચંદ્રમાની ચાંદનીને કોણ નિંદે છે ? **वियोगातुरः**–વિકળ થએલાં વિયોગી જનો આ પાંચ પ્રશ્ણોત્તર મળી આપની સમસ્યાની પાદપૂર્તિ થાય છે."

આવા પ્રકારે સુંદર યુક્તિવડે વિષમ સમસ્યાને ગોઠવી બતાવ્યાથી ભોજરાજ ખુશી થયો અને કહેવા લાગ્યો કે–" ધન્ય કવિરાજ આપની અત્યુત્તમ યુક્તિ રચનાને કે જેવડે યોગ્ય પ્રકારે મારૂં મનરંજન કર્યું. હું વખતો વખત વિચિત્ર પ્રકારના પ્રશ્નો પુછુછું તેનો એજ હેતુ છે કે-પંડીતોની વિદ્યા, બુદ્ધિચાતુર્યતા અને અભિનવ તર્કશકિત દિન પ્રતિદિન આવા પ્રસંગોથી ચઢતા નુરે થતી જાય. જ્યારે કોઇ પુછનાર કે કદર કરનાર નર ન હોય ત્યારે ગુણ–વીદ્યાની વૃદ્ધિ થતીજ નથી. ગુણોનો ઉત્કર્ષ કરવા અને તેવા ગુણ અને કળાઓના જીજ્ઞાસુ પુરૂષોને સર્વ પ્રકારે સંતોષવા માટે પ્રજાપાળ નરેશે ખંતીલા રહી નિરંતર સ્વદેશને ઉન્નતિના શિખરે ચઢાવવો ઘટે છે. માટે સ્તુત્ય કર્તવ્ય કર્મ જાણી એ પંથને સ્વીકારેલો છે. મારા તરફથી જે જે સ્ફુટ પ્રશ્નો પુછવામાં આવે અને તેનો ઘટતો ઉત્તર ન અપાય તેથી

વિદ્વદ્ ભૂષણોને નારાજ થવાનું કે ઇર્ષ્યા કરવાનું નથી; પરંતુ એક એકથી સરસ યુક્તિઓ સૌથી ઉત્તમ પ્રકારે જન મનરંજન રૂપ પ્રશ્નોત્તરો–વિવાદો–ચર્ચાઓ ચલાવવા ઉત્સુક રહેવું, જેથી વિદ્વાનોની, સભાની અને સભાપતિની કીર્તિ દીગંત પર્યંત પહોંચે છે. મનુષ્ય માત્ર પોતાના કામોથી નામને અમર કરે છે, પણ કાંઇ નામથી અમર થવાતું નથી માટે જેમ બને તેમ નામ અમર થાય તેમ પુરૂષાર્થ કરો.

**વાર્તાનો સાર** એજ કે પ્રત્યેક મનુષ્યે પ્રશ્નનો ઉત્તર આપતી વખતે પૂર્વાપરનો પૂર્ણ વિચાર કરી યોગ્ય રચનાવાળો ઉત્તર આપવો તોજ ધન્યવાદને પાત્ર થવાય છે.

---

## વાર્તા ચોથી.

---

ગુણીજનોને પણ જો ગુણગ્રાહી જનની ભેટ નથી થતી તો તે પણ ગુણ છતાં કષ્ટ પામે છે, જેમ ગુણ–દોરી સહિત પાણીનો ભરેલો ઘડો છે, પણ કુવો તેનો ગુણગ્રાહી ન હોવાથી પૂર્ણ જળ તત્વ યુક્ત છતાં તેને બુડાડી દે છે. અર્થાત્ ગુણ ગ્રાહીય મળે તોજ ગુણની કદર બુઝાય છે.

**સુભાષિતરત્નભાંડાગાર.**

એક સમય ભોજરાજ પંડિતો સહવર્તમાન સભા ભરી સિંહાસન ઉપર બિરાજમાન થયો હતો, તે સમય દ્વારપાળે વિનવ્યું કે ' પૃથ્વીપતિ ! મલ્લીનાથ નામનો કોઇ કવિ આપના દર્શનની અભિલાષા રાખે છે ! તે સાંભળી મહારાજાએ આજ્ઞા આપી કે ' સુખેથી અંદર આવવા દો ' આ પ્રમાણે હુકમ થવાથી કવિએ સભામાં આવી આશીર્વાદ આપ્યો કે—

**राजन् [illegible] देव [illegible]**
**म वारणामेकच्छामि स्वतोऽहं क्षमाधिपते**

હે પૃથ્વિપતે ! મને વારણ તો આપના દ્વારપાળ પાસેથી મળી ચૂકેલ છે માટે હવે મદનવંતા હાથી આપ પાસેથી લેવા ચાહું છું.

આ પ્રમાણે ચમત્કૃતિ ભર્યું બોલવું સાંભળી રાજા પ્રસન્ન થયો, તેથી કવિની વિશેષ કાવ્યચમત્કૃતિ જોવા પૂર્વ દિશા તરફ મુખ હતું તે ફેરવી દક્ષિણ દિશા તરફ મુખ કરી બેઠો, એટલે કવિ રાજા સન્મુખ જઇ બોલ્યા કે—

**अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कथम्**
**मार्गणौघस्समायाति गुणोयाति दिगन्तरम्**

અરે ! ધનુર્વિદ્યાથી તો માગણ—બાણના સમૂહ દૂર જાય છે અને ગુણ—દોરી પોતા તરફ આવે છે, પણ આતો અપૂર્વ ધનુર્વિદ્યાથી તો માર્ગણ—માગણના સમૂહ પોતા તરફ આવે છે અને ગુણ—સદ્‌ગુણો દિશાના અંતમાં જાય છે એવી ધનુર્વિદ્યા તમે શી રીતે શિખ્યા ?

આ પ્રમાણે ગતિ સ્તુતિ વાકયોને શ્રવણ કરી રાજા પશ્ચિમાભિમુખે બેઠો, તે જોઇ કવિ રાજા સન્મુખ જઈ બોલ્યો કે—

**सर्वज्ञमितिलोकोऽयं भवंतंभाषतेमृषा**
**पदमेकमजानीषं वक्तुंनास्तीतियाचके**

'આપ સર્વ—સમજું જાણો છો' એમ જે લોકો કહે છે તે ખોટું છે કેમકે 'નથી' એ શબ્દ તમો યાચકને કહી જાણતા નથી. અર્થાત્ યાચકને ના તો કહેતાજ નથી,

તદંતર રાજા અતિ પ્રસન્ન થઇ ઉત્તર દિશા તરફ મુખ કરી બેઠો એટલે કવિ સન્મુખ જઇ કહેવા લાગ્યો કે—

**सर्वदासर्वदोऽसीति मिथ्या त्वं स्तुयसेबुधैः**
**नावयोलेभिरपृष्ठे नवक्षः परयोषितः**

હે રાજન્! 'આપ નિરંતર સઘળું આપો છો' એવાં જે પંડિત પુરૂષો આપનાં વખાણુ કરે છે પણુ હું તો તે ખોટાં માનુંછું; કારણુ કે—આપે કોઇ વખતે શત્રુને પીઠ અને પરસ્ત્રીને વક્ષસ્થળ આપેલજ નથી! અર્થાત્ આપ શૂરવીર અને પરનારી સહોદર છો.

આ પ્રમાણે કવિનાં વચનો સાંભળી રાજા સિંહાસન ઉપરથી ઉઠી અંતઃપુરમાં જઇ પટરાણીને કહેવા લાગ્યો કે 'હે દેવી! મેં સઘળું રાજ્ય કવિની કાવ્ય છટા ઉપર પ્રસન્ન થઇ અર્પણુ કરી દીધું છે માટે હવે તમો મારી સાથે તપોવનમાં ચાલો કે, જેથી ત્યાં તપશ્ચર્યા કરી પરભવનું સુંદર ભાતું સંપાદન કરીયે. આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી પરમપુનીત પતિવ્રતા દેવી પતિદેવનાં વચનને અંગીકાર કરી ઝટ તપોવનમાં જવાની તૈયારી કરવા લાગી.

કવિ તો મહારાજા ઉઠીને ચાલતા થયા ત્યારે અતિ ઉદાસ થઇ ગયો કે—અરે આ શું? મેં ધાર્યું હતું કે મારી કાવ્યચાતુરી જોઈ મારી દારિદ્રય દશા મહારાજા દૂર કરશે, પણુ તે તો આશા સઘળી વ્યર્થ ગઇ. કહેવત છે કે '**અકરમીનો પડીયો કાણો**' દેશ જાઓ પરદેશ જાઓ કે મોટા રાજાનું મન રંજન કરો; પરંતુ '**નસીબ ચાર ડગલાં આગળનું આગળ**' ભલે ઘડાને સમુદ્રમાં નાંખો કે કુવામાં નાંખો, પણુ તેમાં તો જેટલું પાણી આવતું હશે તેટલુંજ આવશે. ખેર એજ દોરી લોટો અને એજ ભિક્ષાટન આમ વિચાર કરી સભાની બહાર નિકળ્યો એટલે બુદ્ધિસાગરે તેને પુછ્યું કે કવિરાજ! મહારાજે શિરપાવ કર્યો? તથા શું શું કાવ્ય ચમત્કૃતિ સંભળાવી? તે કૃપા કરી ફરમાવો. આ પ્રમાણે મુખ્યમંત્રીનું બોલવું સાંભળી નિરાશ થયેલા

કવિએ સભામાં કહેલા શ્લોકો કહી સંભળાવ્યા. બુદ્ધિસાગરે અનુમાનથી સમજી કવિને કહ્યું કે-જે આપને અર્પણ કર્યું હોય તેના બદલામાં એક ક્રોડ ધન આપું એટલાથી અર્પણ કરેલું વેચાણ થઇ ચુકયું ? આવું બોલવું સાંભળી વિપ્ર તો હર્ષઘેલો થઇ બોલ્યો કે કબુલ છે ! લાવો ક્રોડ ધન, એટલે લઇ રસ્તોજ માપી જાઉં; પછી મુખ્ય મંત્રીએ ક્રોડ ધન આપી રાજ વેચાણ કરી લીધું અને મહારાજાને જઇ જણાવ્યું કે તપોવનમાં જવાની કશી જરૂર નથી; કેમકે ખજાનામાંથી ક્રોડ ધન આપી કવી પાસેથી રાજ પાછું લીધું છે માટે સુખે રાજ્ય સુખ ભોગવો. આવું મુખ્ય મંત્રીનું બુદ્ધિ ચાતુર્યપણું જોઈ ભોજરાજે અતિ ધન્યવાદ સાથે ઉત્તમ પ્રકારની બક્ષિસ આપી. અહા ધન્ય છે કાવ્ય રસના જાણનાર ઉદાર દિલના ભોજ ભૂપતિને કે જેણે એકેએક શ્લોક માટે એક એક દિશાનું રાજ્ય અર્પણ કરી તપોવનમાં જવા તૈયારી કરી ! તેમ ધન્ય છે પાટરાણીને કે જેણે પતિના વચનને મૌનપણે માથે ચઢાવી પ્રેમસહ પતિ સેવામાં તત્પર થઇ !

**વાર્તાનો સાર**—એજ ગ્રહણ કરવાનો છે કે ભોજરાજ કેવો રસિક રસવેત્તા કાવ્યના મહત્વને જાણનાર હતો ? તથા કેવો ઉદાર દિલવાળો હતો તે આ વાર્તા સ્પષ્ટ દર્શાવી આપે છે. માટે આધુનિક રાજ્યકર્તાઓએ પૂર્વ રાજ્યકર્તાઓનાં ઉત્તમ ઉદાહરણો ગ્રહણ કરી રસિકવેત્તા, કદરદાન દાનેશ્વરી અને પ્રતિજ્ઞાપાળ થવું ઘટે છે.

## વાર્તા પાંચમી.

જે મનુષ્ય બીજા મનુષ્યની ચઢતી જોઇને પોતે મનમાં તેના પ્રત્યે દ્વેષ ધરી ઇર્ષ્યાવડે તેનું નિકંદન કરવા ઉપાય આદરે છે તે જેમ મેઘવૃષ્ટિની ચઢતી દશા નિહાળી જવાસો સુકાઇને નાશ પામે છે તેમ નાશ પામે છે. **પ્રસ્તાવિક.**

એક સમય દ્વાનિ શિરોમણી ભોજ ભૂપાળ અને કવિ કુળગુરૂ કાલિદાસ એ બન્ને મહાન પુરૂષો ટાઢા પહોરમાં સુંદર સુગંધદાર ખિલેલી સઘન પુષ્પવાટિકામાં પરસ્પર જમણો હાથ મેળવી વાર્તા વિનોદ કરતા ફરતા હતા. તે સમય કોઇ એક દિનમણિ નામનો પંડિત ત્યાં આવી ચઢયો અને નરેંદ્રને આશિર્વાદ દઇ આગળ ઉભો રહ્યો; એટલે તેનું ભોજરાજે સન્માન કર્યું તથા કેટલીક શાસ્ત્રાર્થ સંબંધી ચર્ચા પણ ચલાવી, તેથી તેને વિદ્વાન જાણી તેને પણ પોતાના ડાબા હાથ સાથે તેનો ડાબો હાથ મેલાવી અર્થાત જમણી બાજુ કાલિદાસ અને ડાબી બાજુ દિનમણિ એ પ્રમાણે બન્ને તરફ-બન્ને પંડિતો રાજાના હાથને પકડી વાટિકામાં વિહાર કરતા હતા. જો કે દિનમણિ વિદ્વાન હતો; પરંતુ મોટા દિલવાળો અને પરની ચઢતી જોઇ રાજી થનારો ન હતો, તેથી તેણે રાજાની પૂર્ણ મેહેરબાનીના પાત્રરૂપ કાલિદાસને જાણવાથી તેની હલકાઇ બતાવી પોતાની ઉન્નતી સિદ્ધ કરવા અન્યોક્તિ અલંકાર રૂપે શાર્દુલવિક્રીડિત છંદનાં ત્રણ ચરણ આ પ્રમાણે કહ્યાં—

**गृण्हात्येषरणे शिरोप्यति जवंकर्षत्य सावाजिनं ।**
**धृत्वाचर्मधनुः प्रयातिसततं संग्रामभूमावपि ॥**
**द्यूतंचौर्यपरास्त्रियंचसप्रथं जानातिनायंकरो**

જુવો આ ડાબો હાથ છે તે જમણા હાથથી ઉતરતા દરજ્જાનો છે; છતાં ઉચ્ચ ઉચ્ચ કામો કરે છે, રણસંગ્રામમાં શત્રુના મસ્તકનું છેદન કરવા પ્રથમ ડાબો હાથ શત્રુના શિરના વાળ પકડે છે ત્યાર પછીજ જમણો હાથ માથું કાપે છે, ઘોડા ઉપર સ્વારી કરતાં ડાબો હાથ જ્યારે લગામ પકડે છે ત્યારે સ્વાર થવાય છે; તેમ લઢાઇમાં ડાબો હાથ ઢાલ અને ધનુષ ધારણ કરે ત્યાર પછી જમણો હાથ તરવાર પકડી તેની ઓથવડે ખડગપ્રહાર કે તીર ચલાવી શકે છે, વળી ડાબો હાથ ચોરી, જુગાર, ખોટા કોલ, કે પારકી સ્ત્રીનો હાથ

પકડથો વગેરે નિંદકર્મો બિલકુલ કરતો નથી ( તેમજ જમણો હાથ સ્ત્રીનો હસ્તમેલાપ કરી બંધણીમાં બાંધે છે, પણ તેને ડાબો હાથ સુવા વગેરેનું સુખ આપે છે. અર્થાત પરણીને સ્ત્રીઓને રઝળતી મુકે છે તેને ડાબો હાથ આસરો આપે છે, ધનુષ ખેંચતી વખતે ડાબા હાથને મારો ઝીલવાના માટે મોખરે રાખી પોતે ચાડીયાની પેઠે કાનના પાસે ગતિ કરે છે, જમવા વખતે જમણો હાથ ભોજનનો રસ લે છે અને ડાબા પાસે માખીઓ ઉડાડવે છે વગેરે વગેરે ઉત્તમતા યુક્ત ગુણો ડાબા હાથમાં રહેલા છે. ) આ વિના બીજા ડાબા હાથના ગુણો કાલિદાસ પંડિત મારા શ્લોકનું ચોથું ચરણ કહી પૂર્ણ કરશે તે આપ સાંભળો. "

આવા પ્રકારે વ્યાજનિંદાસ્તુતિરૂપ ડાબા હાથને બહાને પોતાની ઉત્કૃષ્ટતા બતાવી કાલિદાસની જમણા હાથને બહાને ખળતા અને નીચતા બતાવી, પણ આ બાબત વિષે કાલીદાસ તો સઘળો ભેદ સમજી ફટકારૂપ ઉત્તર આપવા સમયજ શોધતો હતો, તે તક હાથ લાગવાથી તુરત બોલ્યો કે—**दानानुद्यमतां विलोक विधिना शौचाधिकारी कृतः** જો કે એવા ગુણોનો આભાસ છે; પરંતુ ડાબા હાથથી જન પણ દાન અપાતું નથી એ હેતુ માટેજ તેને બ્રહ્માજીએ ગુદા પ્રક્ષાલન કરવાને માટે શૌચાધિકારી કરેલ છે.

આ પ્રકારે કાલિદાસનું બોલવું સાંભળી દિનમણી તો દીનતા યુકત થઇ ગયો અને કશું પણ ન બોલતાં મનમાં પોતાની નિંદ્રચ્છના થઈ જાણી શરમિંદો થઇ ગુપચુપ અગીયારા ગણી ગયો.

વાર્તાનો સાર એ છે કે—આપ બડાઇ કરત હૈ, જો જન અપને મુંખ; જયોં કામિની કુચ આપકર, ગહત ન પાવે સુખ. આત્મશ્લાઘા કરવી એ અતિ નિંદકર્મ છે. વળી જે જન બીજાના

ઉત્કર્ષને ત્રોડી પાડવા ઉદ્યમ કરે છે તો તેથી પોતાનોજ ઉત્કર્ષ મૂળ-માંથી છેદાય છે. માટે પર સંપતિને નિહાળી આનંદમાન થવું એજ ઉત્તમ જનનું લક્ષણ છે.

---

## વાર્તા છઠી.

જેની વાણીમાં સત્યતા છે, જેના નેત્રમાં સર્વના અંતઃકરણને શાન્તિ કરનારી પ્રસન્નતા પ્રવર્તે છે, જેના હાથમાં દાન દેવાની છુટ છે, જેની બુદ્ધિમાં લોકોના મનના કલેશ માત્ર મટાડવાની ચિંતા છે, જેના હૃદયમાં દયા છે. જે સમય આવ્યે પરનો ઉપકાર કરવામાં ઉદ્યમવાન છે, તેજ પુરૂષ સંસારમાં જીવતો જાણવો અને તે વિનાના અન્ય માણુસો તો જીવ વગરના મનુષ્યના આકારમાં અથડાતાં ખોખાંજ જાણવાં. પુરૂષાર્થ શતક.

એક સમય કોઇ એક બ્રાહ્મણ મહારાજા ભોજભૂપના દરબારમાં પોતાના દારિદ્રયને દેશવટો દેવાના હેતુથી આવી દાનિ શિરોમણી નર-વરને એવો આશિર્વાદ આપ્યો કે—

**त्रिपीडास्तु दिने दिने**—( એટલે દૈવકૃત પીડા, મનની પીડા અને તનની પીડા એમ ) ત્રણે પ્રકારની પીડા દિન પ્રતિદિન થયાજ કરો. આ પ્રકારનો અમંગળકારી આશિર્વાદ વિપ્રના મુખથી સાંભળી ભોજરાજે અતિ ક્રોધ યુકત થઇ રાજસેવકોને હુકમ કર્યો કે–' આ મારા અમંગળ ઇચ્છનાર બ્રાહ્મણને ધક્કા મારી રાજદ્વારથી બહાર કહાડી મુકો. આ હુકમ થતાંજ રાજસેવકોએ બિચારા બ્રાહ્મણનો અપમાનભર્યો ઉત્સવ કરી રાજસભામાંથી બહાર કાહાડી મુકયો. એટલે બ્રાહ્મણ ઉનાં આંસુડાં પાડતો કેવળ નિરાશાદેવીનું ધ્યાન ધરતો રસ્તો માપવા લાગ્યો

અને વિચારવા લાગ્યો કે—અરે કરમ ! તને જરા પણ શરમ નથી ! પરમ ઉદાર ધર્મરાજ જેવા ગરીબના માળશ રૂપ માળવપતિના આ-ગાડી તારો ધરમ બજાવી મારી ભરમ ગુમાવી રેસમની ફેલ જેવો નરમ બનાવી દીધો ! ! અહા ! શું ઉમેદથી નિરવાજસ મેળવવા આ-વ્યો હતો ત્યાં શું સંસ્કાર થયો ! ! મન કહેશે માળીએ ચઢું અને કરમ કહેસે હું ચુલામાં પડું એ કહેવત પ્રમાણે મારો ઘાટ થયો. જે દુઃખી જનની દયા લાવનાર દુલો દેશપતિ કે જેની દયા ભરી નજરથી દરેક જનનાં દુઃખ ટળી જાય છે તેજ દયાવંત મારા સમાન દીનને જોયા છતાં મારા ભાગ્ય ભુલાવી બોલાવેલા શબ્દોથી નારાજ થઇ દુઃખ ઉપર ડામ મળવા સરખો પ્રકાર અમલમાં આણ્યો તો હવે બીજે કયે ઠેકાણે જઇ દારિદ્રય રૂપ અગ્નિના તાપથી તપેલા ઠરૂં ? હાય ! હવે મારા દુઃખનો અંત આવે એવી આશા રા-ખવી એ તદન નકામીજ છે.

આ પ્રમાણે કરમની કડણાઇની કહાણીને યાદ કરતો કરતો આડા અવળા પગ ધરતો રસ્તે સંચરતો હતો, તેવામાં તેના કરમ સંયોગે સ્વજાતિનું ચુસ્ત અભિમાન ધરાવનારા પરોપકારી અને ભો-જરાજાની સભાના ભવ્ય આભૂષણ રૂપ કવિવર કાલિદાસની ભેટ થઇ આવી. નિરાશ થએલા દીન બ્રાહ્મણને કાલિદાસે પુછ્યું કે—“ હે ભૂદેવ ! આવી શોક દશાને કેમ પ્રાપ્ત થયા છો ? ” આવું બોલવું સાંભળી બ્રાહ્મણે પોતાની વીતક વાર્ત્તા કહી સંભળાવી. જેથી કાલિદાસને અ-તિ દયા ઉત્પન્ન થઇ અને તેને દિલાસાનાં વચનો કહી કહ્યું કે—“ મહારાજ ! હાલ તમો જ્યાં તમારો ઉતારો છે ત્યાં જાઓ. હું થોડાજ વખતમાં તમારા માટે રાજદ્વારમાં તજવીજ લગાવી જેનાથી અપમાન પામ્યા છો તેનાથીજ માન મળવાનો સમય ઇશ્વરી પ્રતાપે લાવીશ ત-મે જરાપણ નિરાશ થશો નહીં. ” આ પ્રમાણે કહી તેમના ઉતારાનું

સ્થાન ધ્યાનમાં રાખી પોતે રાજદ્વારમાં ગયો. નિયમ મુજબ આ-
શિર્વચન કહી નિમેલા આસન ઉપર બેઠો એટલે ભોજભૂપે પુછ્યું
કે—" હે કવિશેખર ! **पीडास्तुर्दिनेदिने** આ ચરણનો શો અર્થ ઘટે
છે તે કહો ?"

આવું ભોજ ભૂપાળનું ભાષણ સાંભળી જોઇતી તકને હાથ લા-
ગેલી જાણી કાલિદાસે પાછળનાં ત્રણ પદ પૂરાં કરી આખો શ્લોક કહી
સંભળાવ્યો કે—

**प्रदाने विप्रपीडास्तु पुत्रपीडास्तु भोजने ॥**
**शयने पत्नि पीडास्तु त्रिपीडास्तुर्दिने दिने**

હે નરેંદ્ર ! આપને દાન દેવાના વખતે દાન લેવા આવેલા બ્રા-
હ્મણો કંટાળો આપો કે જેથી પૃથ્વીના છેડા લગી આપની કીર્તી જઈ
પહોંચે, તેજ રીતે ભોજનના વખતે આપના પુત્રો કંટાળો આપો
એટલા પુત્રો થાઓ અને શયનના વખતે નિજ પત્નિયો વિલાસ
ક્રીડાવડે કંટાળો આપી અપુર્ણ સુખાનંદ આપો. આ પ્રકારની ત્રણ
પીડા દિન પ્રતિદિન થાઓ."

આવો તે શ્લોકમાં રહેલો ગુહ્યભાવ અને અમિત અભ્યુદય દ-
ર્શકાત્મક આશિર્વાદ જાણી પોતાથી થએલા બ્રાહ્મણના અપમાન માટે
પુષ્કળ પરિતાપ થયો અને કવિરાય પ્રત્યે કહ્યું કે—" કવિરાય ! મને
હમણાં થોડા સમય પહેલાં એક ભૂદેવે આવો આશિર્વાદ આપ્યો હતો,
તેથી મેં તેને ત્રિપીડાના પૂર્વાપરના સંબંધ વિષે કશું પણ ન પુછતાં
એકદમ મારા મનમાં સંસારના ત્રીતાપ રૂપ પીડા હમેશાં થાઓ,
એવો અવળો ભાવ સમજી તેનું અપમાન કરી કહાડી મુક્યો. જેથી
મેં ઘણુંજ અધમ પગલું ભર્યું છે. પુરેપુરો શ્લોક ન સાંભળતાં માત્ર
એકજ પદનો અર્થ વિચારી મારા શુભેચ્છક વિપ્રનું મેં અપમાન કર્યું

એથી અતિ દિલગીર છું માટે તમો તે બ્રાહ્મણનો શોધ કરાવી અહીં બોલાવી મંગાવો કે જેથી મારાથી થએલા અપરાધની ક્ષમા માગી તેમનું સન્માન કરૂં.

આવું મહારાજાનું ભાષણ સાંભળી પરદેશી જનોને ઉતરવાનાં અમુક અમુક ઠેકાણાઓ વિષે શોધ કરાવી તે બ્રાહ્મણને રાજહજુર બોલાવી મંગાવ્યો એટલે ભોજ ભુપળે થએલા અપરાધની માફી માગી અને સિરપાવ આપી તેને વિદાય કર્યો.

**વાર્તાનો સાર** એ છે કે—મનુષ્ય માત્રને મોટા હોદ્દા મળે તદપિ પોતાના દેશનું, પોતાના જ્ઞાતિબાંધવોનું અને પોતાના ધર્મનું નિરંતર સાચું અભિમાન રાખી ખંતથી ઉત્તમ સેવા બજાવી ઉચ્ચ-પદને ધરાવવું એજ ઉત્તમ પુરૂષનો ધર્મ છે.



श्री

# કાળીદાસ અને રાજાભોજ.

## ની મનોરંજક વાર્તાઓ.

## ભાગ ૨ જો.

### વાર્તા સાતમી.

આ લોકમાં કામનું એજ ફળ છે કે-જે સ્ત્રી પુરૂષ બન્નેનું એકચિત્ત થવું અર્થાત્ એકચિત્તથી સ્ત્રી પુરૂષનો સમાગમ થવો એજ કામનું ફળ છે: પરંતુ બન્નેના એકચિત્ત વિના જે સમાગમ કરવો તે મડદાના સમાગમ સમાન નિષ્ફળ છે; તાત્પર્ય એજ કે જે સ્ત્રી સ્વકીયા સ્વામી ભકત હોય તે સાથેજ સ્નેહ જોડી સમાગમ કરવો, પણ દંપતિનાં મન જુદાં હોય તે છતાં જે સમાગમ કરવો એ મડદા સાથે સમાગમ કરવા સાદ્દશ અર્થ છે. શૃંગાર શતક.

કોઇ એક શહેરની ચાર કુલિન બાળાઓ રૂપ, ગુણ, વય અને વિદ્યાચાતુરીમાં સરખાપણું ધરાવનારી ભિન્ન ભિન્ન જ્ઞાતિની હતી. તેઓનો પરસ્પર એવો તો નિકટપ્રેમ જોડાએલો હતો કે મન એક અને તન જુજુવાં હતાં. જ્યારે તેઓ જ્ઞાનયૌવના થઇ ત્યારે સ્વાભાવિક પ્રેમના નિયમ પ્રમાણે વિચારવા લાગી કે-" બહેનો! આપણ ચારે જણને અંદરો અંદર વખાણવા લાયક સ્નેહ બંધાયો છે, પણ જ્યારે તે નિરંતર નભે તોજ પૂર્ણ વખાણવા લાયક ગણાય છે પ્રીતિ રૂપી મદિરાનું પાન કરતાં તો તેના કેફની જાણ પડતી નથી; પરંતુ જ્યારે

થોડા વખત વીત્યા પછી ઉન્મત્ત દશા પ્રાપ્ત થાય છે ત્યારે ચારે તરફથી અસંખ્ય સંકટોનો ત્રાસ આવી પડે છે; છતાં જો તેવા સમયમાં અડગ રહી તે નિસાને જીરવે તો ધન્યવાદને પાત્ર થાય છે; માટે આપણે પણ અત્યાર લગી વિપત્તિ નથી વેઠી ત્યાં લગી રંગ રાખી રહેલ છીએ, પણ હવે પછી જ્યારે રાતીચોળ મજીઠ સમાન રંગ રહે ત્યારેજ ભાગ્યશાળી ગણાઇએ. એ માટે મારો તો એવો વિચાર છે કે આપણે જન્મ પર્યંત છુટું પડવુંજ નહી એવો દૃઢ સંકલ્પ કરી એકજ ગુણરૂપ શીળ સંપન્ન પુરૂષને વરીએ અને આનંદમાં કાળ ક્રમણ કરીએ. કહ્યું છે કે **દુરંગતાગતસ્નેહાः**—દૂર રહેવાથી સ્નેહ પણ દૂર જતો રહે છે અર્થાત્ પ્રેમ ઓછો થઇ જાય છે. જ્યાં સુધી અન્યો-અન્ય મન મળ્યાં ન હોય ત્યાં સુધી તો જુદાં પડવાથી કશી ખટક રહેતી નથી, પણ જ્યારે મન મળ્યાં અને એક એકના ગુણ કળ્યા પછી જો વિયોગ થાય તો તે ખટક પ્રાણનો નાશ કરે છે. એ કારણને લીધે ચતુર વરની શોધ કરવા પ્રવાસે નીકળીએ અને વિદ્વતા બતાવી પુરૂષોનો શાસ્ત્રવાદમાં પરાજય કરવાનો ક્રમ શરૂ કરીએ એમ કરતાં જો આપણા મનના ભાવ જાણનાર વેધક પ્રેમી યોગ્ય વર મળશે તો તે સાથે આપણ ચારે પાણીગ્રહણ કરી સંસારસુખ અનુભવી પ્રેમને નિભાવિશું. આ પ્રમાણે શ્રમ ઉઠાવ્યા વિના તો યોગ્ય વર મળવો મહા મુશ્કેલ છે અને જો યોગ્ય વર ન મળે તો પછી અવતાર એળેજ ગયો; કેમકે જો ચતુરને ચતુરનો સંયોગ થાય તો પરસ્પર અત્યંત પ્રમોદ ઉપજે છે. નહિતો રખડેલ ઢોરના ગળામાં લાકડું બાંધે છે અને તે લાકડું જેમ તે ઢોરને વારંવાર પીડા કરે છે તેમ મૂર્ખ સાથે જોડી થવાથી પગલે પગલે પીડા થાય છે, અને હઠીલાઇ વડે હેરાન કરી રીબાવે છે. કહ્યું છે કે—હે ઇશ્વર! તું જો ગુણવાન ઉપર રૂષ્ટમાન થઇ જાય તો અપાર દુઃખના ગાંસડા માથે નાખજે; પરંતુ હાથ જોડી નાકે લીટી ખેંચી આજીજી કરી કહું છું કે ગમાર સંગાથે સંબંધ

જોડવા રૂપ દારૂણ દુઃખ કૃપા કરીને ન આપીશ ! ન આપીશ ! ! ન આપીશ ! ! ! કારણ કે રસીઆને રસિયાની સોબત થતાં અત્યંત રસિકતા ઉત્પન્ન થાય છે, પણ જો અરસિક જનની સાથે લાકડે માંકડું વળગ્યાની પેઠે સંબંધ બંધાઇ ગયો તો, જેમ ઝાડથી વિખુટી પડેલી ડાળ ઝુરીને ઝાંખરા જેવી થઇ જાય છે તેમ ઝુરીને મરવું પડે છે. જે જન યોગ્ય યુક્તિને સમજે નહી તેમ જેને વળકવળની સુઝ પડે નહી. જ્યાં ત્યાં ભટકેલા જંગલી રોજની પેઠે જોતો રહે તેને નર છતાં વનચર સમજવો. જે જન સુજ્ઞ પુરૂષના સહવાસમાં નિરંતર રહેતો હોય, તદપિ રોઝ જેવા માણસને ચતુરાઈ આવડતી નથી. નદીના ઉંડા જળમાં પથરો રાત દિવસ રહે તેથી ભીંજે છે ખરો, પણ અંદર ભેદાતો નથી તેજ પ્રમાણે મૂર્ખજન કે જેનું હૃદયજ અચેત હોય છે. તેને બ્રહ્મા સરખા પણ જ્ઞાન આપી શકતા નથી. કારણ કે તેનું મન સ્થિર હોતું નથી એ તો ફક્ત ભમતા ભૂતની પેઠે આ ઘેરથી પેલે ઘેર અગર આ મંડળમાંથી બીજા મંડળમાં માથું ઘુસાડતો હરાયા ઢોરની માફક રખડયા કરે છે, તેવા હૃદયશુન્યના અંતરમાં શી રીતે ચાતુરીનો સંસ્કાર થાય ? જો ચતુરજન મળે તો તે સાથે બોલતાં પણ એવો આનંદ આવે છે કે ફરી એક વખત મીઠડા બોલ બોલે તો ઠીક, એવી ચાહના રહ્યા કરે છે, તેવા પુરૂષની સંગાથે સંયોગ બને તો સંસાર સુધર્યો ગણાય અને તેવા રસિક પતિના સમાગમથી વાતચીતમાં જે આનંદ આવે છે તે હૃદયમાં પણ સમાતો નથી તથા તેનું વર્ણન કરવા માટે પણ યોગ્ય શબ્દો મળી શકતા નથી માટેજ પૂર્ણ પરીક્ષા કરી પતિ કરવો જેથી જીવિત ધન્ય ગણાય, નહીતો મૂર્ખ શેખર ભરથાર મળે તો આખો જન્મારો ઝુરતાં જશે તેમાં દૈવને પણ દોષ શો દેવાનો ! જે જન દીવો લઈ દેખી પેખી કુવામાં પડે તેને કોઇ શું કરે ? માટેજ ધર્મ વય સ્વભાવ અને સ્થિતિ સમાન જોઇ સંબંધ બાંધવો. ”

આ પ્રમાણે સાહેલીનું ભાષણ સાંભળી સર્વેએ એ વાતને સ્વીકારી અને યોગ્ય બંદોબસ્ત સાથે પ્રવાસે નીકળ્યાં. સ્થળોસ્થળ પંડિતોથી વાદ વિવાદ કરતાં પંડિતોના પીઅરરૂપ ધારાનગરીએ પંડિતોની પ્રશંસા સાંભળી આવી પહોંચ્યાં. યોગ્ય સ્થળે મુકામ કરી વિશ્રાંતિ લીધી. શાસ્ત્રાર્થ કરવા નિશ્ચય કર્યો.

નિશ્ચય કરેલા દિવસે રાજ્યસભામાં જઇ પહોંચ્યાં અને મધુર સ્વરે યોગ્ય શબ્દોમાં આશિર્વાદ દઇ ઉભાં રહ્યાં; એટલે સકળ સભા તેઓનાં રૂપ, લાવણ્યતા, કિશોર અને વય વગેરે નિહાળી કેવળ ચિત્ર-વત બની ગઇ અને વિચારવા લાગી કે—" આતે ઉર્વશીઓ મનુષ્ય રૂપ ધરી જગતને મોહ પમાડવા આવીઓ છે કે શું ? અહા ! કિર-તારની કારીગરીની અજબ કૃતિ છે ! આવી અલૌકિક રૂપરૂપના અંબાર રૂપ કુમારીકાઓને જોઇ મહારાજાએ તેમનો યોગ્ય સત્કાર કરી તેમને યોગ્ય આસન આપ્યાં અને કહ્યું કે—" હે બાળાઓ ! જે વિષય ચર્ચાવવા ઇચ્છા હોય તે માટે નિઃશંકપણે પ્રશ્નોત્તર કરો. " આ પ્રકારે ભોજ ભૂપાળનું બોલવું સાંભળીને તે બાળાઓ પૈકી એક બાળા બોલી કે—" ધર્માવતાર ! અમો ચારે જણુ રૂપ વય વગેરેમાં સમાન છીએ; છતાં સગી બહેનો કે એક જાતિની નથી; તથાપિ સગી બહેનો કરતાં અધિક પ્રેમની સગાઇ ધરાવીએ છીએ. અમોએ સ્થળે સ્થળના પંડિતો સાથે વિદ્યા સંબંધી વાદ વિવાદ કરી ઇશ્વર પ્રતાપે વિજય મેળવી આપ નામવરની હજુર ઘણા વિચિક્ષણ મહાન પંડિતો છે એવી પ્રશંસા સાંભળી અહીં આવેલ છીએ. આ પ્રકાર કરવાનું મુખ્ય પ્રયોજન તો એ છે કે જે પુરૂષ અમોને વાદ વિવાદમાં જીતે તેને અમો ચારજણુ વરીએ અને અમારી પાસેનું સઘળું ધન સોંપી દઇ દાસી થઇ પતિસેવા બજાવીએ અને જો અમોને ન જીતે તો સવાલાખ સોનામ્હોરો દંડ તરીકે લઇ અમારા વિજયનો તાંબાના પતરા ઉપર

લેખ લખાવી લઇએ એવી પ્રતિજ્ઞા છે. તેમાં પણ અમારી સાથે વિવાદ થતા પહેલાં અમો ચારે જણ શી ન્યાતની છીએ તે ઓળખી કાહાડયા પછી અન્ય ચર્ચા ચલાવવા વિચાર છે.

આવું તે કુમારિકાનું બોલવું સાંભળી ભોજરાજે પંડિતોને કહ્યું કે–" વર્ષોનાં વર્ષો થયા મોટાં વર્ષાસનો બેઠે બેઠે ખાઓ છો, તે હક કરવાનો સમય આજે આવેલો છે માટે પોતપોતાની શકિત પ્રકાશો. આવી મહારાજા માળવાધિશની આજ્ઞા થતાં સર્વ પંડિતોએ તેઓ શી ગ્નાતીની છે તે માટે આકાર ચેષ્ટા વગેરેથી પારખવા અનેક તર્કનાઓ ચલાવી; તદપિ કશું પણ અનુમાન કરી શકયા નહી. તેથી તે પંડિતોએ એકમત થઇ ત્રણ દિવસની મુદત માગી લીધી; પરંતુ ત્રણ દિવસ જતાં કેટલીવાર ! અનેક અનેક પ્રકારનાં અનુમાનો કર્યા, પણ એકે સફળ થયાં નહી જેથી ચિંતારૂપી સમુદ્રમાં ડુબી ગયા. મનુષ્ય માત્રને સર્વ કરતાં આજીવિકાનો ભંગ થવાની ચિંતા બહુ સતાપદાતા છે, એજ સંતાપદાતા ફિકર પંડિતોને આવી લાગી. જેથી બીચારા બહુજ મુંઝાવા લાગ્યા પણ કરવું શું ? છેવટે સર્વ પંડિતોએ મળી વરદાયી કાલિદાસને વિનવ્યું કે–" આ સમય હવે મૌન ધારણ કરવાનો નથી તેમ દોષ વિચારવાનો પણ નથી. સહુને સારે સારૂં છે. માટે સભાનું નીર રાખવા આંખ ઉઘાડો. જે અગસ્ત્ય રૂષિ સમુદ્રને ત્રણ આચમનમાં પાન કરી ગયા તે શું ગાયની ખરીમાં ભરાયલા પાણીમાં ડુબશે કે ? અત્યાર લગી આખા આર્યાવર્તમાં મહા માન મેળવેલું તે બિચારી બાળાઓથી પરાજય થઇ માન ખોશે કે ? જરા વિચાર કરો, અમારી નહી પણ તમારી ટેક રાખવા પણ વિદ્યાશકિત ફેરવો જેથી સર્વની લાજ રહે. "

આ પ્રમાણે પંડિતોનું બોલવું થયું તેથી પોતે તુરત તેઓને આશ્વાસન આપી રાત્રિ પડયા પછી જોગમાયાનું સ્મરણ કરી જ્યાં તે

બાળાઓએ મુકામ કર્યો હતો ત્યાં છુપી રીતે કાલિદાસ જઇ પહોંચ્યો અને ગુપ્તપણે તે બાળાઓની ચેષ્ટા બોલવું, હાસ્યવિનોદ વગેરે જોઇ જ્ઞાતીની માહેતી મેળવવા યત્ન ચલાવ્યો; કેમકે પ્રત્યેક મનુષ્યના બોલવા ચાલવા અને આચાર વિચાર ઉપરથી કઇ જ્ઞાતિનું, કેવા સ્વભાવનું અને કેવી રહેણી કહેણીનું છે તે સ્પષ્ટપણે પરખાઇ આવે છે. એજ હેતુ માટે વિદ્વાન શિરોમણી કાલિદાસે તે પ્રયત્ન કર્યો; પરંતુ હાસ્ય વિનોદાદિની વાતચીત કરતાં આખી રાત વહી જવા આવી, તથાપિ તેઓના મુખથી પોતાની ધારણા પાર પડે તેવો એક શબ્દ પણ સાંભળવામાં આવ્યો નહી, તેથી કાલિદાસ નિરાશ થઇ વિચારવા લાગ્યો કે આખી રાત નકામી દુઃખાવસ્થામાં ગુજરી, પરંતુ કાર્યસિદ્ધિ કશી હાથ લાગી નહી. શું સર્વ પંડિતોની પેઠે મારે પણ નિરાશાનાં પગલાં ભરવાનો વખત હાથ લાગશે! અરે! જો એમજ થાય તો તો વિદ્વતાનો ફાંકો રાખી ફરવા કરતાં તો મરવું બહેતર છે. કહ્યું છે કે-

જીવ જતાં રહે લાજ જો, તો અતિ ઉત્તમ રીત;
લાજ ગયા પછી જીવવું, તે ધિક જીવનમિત્ત.

માટે લાજ રહે તેવા યત્ન ચલાવ્યા છતાં પણ કશો દહાડો વળ્યો નહી, હશે જેમ જગતકર્તા જગદીશ્વરની મરજી હશે તે ખરી, પણ ઉદ્યોગને તો માંડી વાળવો યોગ્ય નથી. નિરાશાનાં ચિન્હો નજરે જણાતાં છતાં પણ જો એક સરખો ઉદ્યોગ ચલાવ્યાજ કરે તો અંતે ફતેહ મેળવે છે! જે કામ હાથમાં લીધું તેની પાછળ ખંતથી મેહેનત કરવી, ગમે તેટલી મહેનત પડે, ગમે તેટલી વાર આપણો પરાજય થાય તો પણ તે કામમાં મંડ્યા રહેવું એજ વિશેષ લાભદાતા છે આ પ્રમાણે વિચાર ચલાવતો હતો તેટલામાં તો તે ચાર સખીમાંની એક જણી બોલી કે—

" अभूत् प्राचीपिङ्गा रसपतिरिव प्राश्यकन —"

જેમ સોનાના મેલાપથી પારો પીળો થઇ જાય છે તેમ સુર્યોદય થવાથી પૂર્વ દિશા પીળી થઇ ગઇ છે.

આવા પ્રકારનું પ્રથમ કુમારિકાનું બોલવું સાંભળી કાલિદાસે અનુમાન કર્યું કે એ કન્યા સોનીની છે, એમ નિશ્ચય કરી શબ્દ અને ચ્હેરો ધ્યાનમાં રાખ્યો. એટલામાં તો બીજી કન્યા બીજું ચરણ આ પ્રમાણે બોલી કે–**क्षणात्क्षिणास्तारानृपतयइवानुद्यमपरा**–જેમ જેમ નિરૂદ્યમી એદી રાજાઓ જોતજોતામાં પોતાના રાજ્યવૈભવથી ક્ષીણ થઈ જાય છે તેમ જોત જોતામાં તારાઓ અસ્ત થવા લાગ્યા છે.

આવું બીજી બાળાનું બોલવું સાંભળી તેના માટે પણ કાલિદાસે અનુમાન કરી લીધું કે આ રાજકન્યા છે. તદંતર ત્રીજી બાળા ત્રીજું ચરણ બોલી કે–**गतच्छायश्चंन्द्रोबुधजनइवग्राम्यसदसि** જેમ પંડિત પુરૂષ મૂર્ખ ગ્રામ્યજનોની મંડળીમાં જઇ નિસ્તેજ થાય છે તેમ ચંદ્રની કાંતિ તેજહીન થઇ ગઇ છે.

આ પ્રકારનું વાક્ય સાંભળી કાલિદાસ સમજી ગયો કે આ બ્રહ્મ-કન્યા છે. ત્યાર પછી ચોથી કન્યા ચોથું ચરણ બોલી કે–**नराजन्ते दीपाद्रविणरहितानामिवगृहा:**–જેમ ધન વિનાના જનોનાં મંદિરો તેજ વગરનાં થઇ જાય છે તેમ તેલ વિના દીપકનું તેજ તેજ વગરનું થઇ ગયું છે.

આ વાકય ઉપરથી તેને પણ કાલિદાસે કળી લીધી કે એ વણિક પુત્રી છે. ત્યાર પછી તે ચારે ચરણ ચિતમાં પૂર્ણ યાદ રાખી કોઇના કળવામાં ન આવે તેમ તે મકાનમાંથી નીકળી પોતાના સ્થાનકે જઇ પહોંચ્યો અને તે કમનીય કિશોરીઓ પણ પોત પોતાના નિત્ય નિયમ પ્રમાણે પ્રાતર્વીધિ કરવામાં જોડઇ. ત્યાર પછી ભોજન કરી રાજસ-ભામાં ગર્વાનંદ સહિત તે ચારે બાળાઓએ પ્રવેશ કર્યો. ભોજરાજને આશિર્વચનો કહી યોગ્ય આસને સ્થિત થઇઓ. તે સમય ભોજરાજે

પંડિતો પ્રત્યે કહ્યું કે—તમારી અવધિ પૂર્ણ થઈ ગઇ છે માટે આ બાળાઓના પ્રષ્ણોના ઉત્તર આપો.

આ પ્રમાણે મહારાજનું ભાષણ સાંભળી સઘળા પંડિતો ઉત્તર અને તેજ રહિત થઇ ગયા. તે જોઇ ભોજ-ાજની રાજ સભાના ભૂષણ રૂપ સરસ્વતિના અવતાર કાલિદાસ બોલ્યા કે—

**अभूत् प्राची पिङ्गा रसपति रिव प्राश्यकनकं**
**क्षणाक्षिणा स्तारा नृपतयइवनुद्यमपरा**
**गतच्छायं श्चंद्रो बुधजनइव प्राम्यसदसि**
**न राजन्ते दीपाद्रविण रहिता नाम्निवगृहा:**

આ પ્રકારનો કાલિદાસે શ્લોક કહી સભાસમક્ષ તે ચારે કન્યા-ઓની જુદી જુદી જાતિઓ કહી બતાવી તેથી સર્વનાં મન આનંદિત થયાં અને તે કુમારીકાઓની સરત પ્રમાણે પ્રથમ પ્રષ્ણનો ઉત્તર પણ જોઇએ તેવો મળ્યો, તેથી તે બાળાઓએ પણ મન સાથે નિશ્ચય કરી કવિવર કાલીદાસનેજ મનસ્વિલગ્ન વડે વરી ચુકી; તથાપિ મનના માન્યાની ચાતુરી તથા વિદ્વતા નિહાળવા દરેક બાળાઓ કવિવરને નિર-નિરાળા સવાલો પુછવા લાગી, એટલે પહેલી બાળા બોલી કે—
" હે શ્રેષ્ઠ કવિ! આ સંસારમાં ગ્રહણ કરી પ્રશંસવા લાયક કઇ કઇ ઉત્તમ વસ્તુઓ છે? તથા વસંતઋતુ કેવી સુખદ છે? અને રાજાઓએ કયા કયા દોષોનો પરિત્યાગ કરવો જોઇએ?" આ પ્રમાણે પ્રષ્ણો સાંભળી પ્રથમ બાળાને કવિવરે કહ્યું કે—

**तपस्यन्त: सन्त: किमधि निवसाम: सुरनदीं**
**गुणोदारा न्दारानुतपरिचयाम: सावनयम् ॥**
**पिवाम: शास्त्रौघानुत विविधकाव्या मृतरसा**
**नविद्म: किंकुर्म: कतिपयनिमेषा युष्यजनं ॥**

ગંગાજીના તટ ઉપર જઇ તપશ્ચર્યા કરવી ? ઉત્તમ પ્રકારના ગુણો વાળી સ્ત્રીને આદર સહિત સેવન કરવી ? તથા નાના પ્રકારના કાવ્યાત પૂર્ણ શાસ્ત્રોનો રસ પીવો કે શું કરવું ? કારણ કે આ જગત તો અલ્પ સ્થિતિવાળો છે માટે મારા વિચાર પ્રમાણે 'સર્વ તજીને ભજીએ શ્રી ગોવિંદને' એ સમાન અન્ય ઉત્તમ વસ્તુ છેજ નહી.

## બીજા પ્રષ્ણનો ઉત્તર.

**परिमल भृतोवाताः शाखा नवांकुर कोटयो**
**मधुर विरुतो त्कण्ठा वाचः प्रिया: पिकपाक्षणाम्**
**विरल सुरत स्वेदोद्गारा वधूवदनन्दवः**
**प्रसराति मधौरात्र्यां जातोन कस्य गुणोदय:**

જ્યારે વસંતઋતુનો પ્રચાર થાય છે ત્યારે સુગંધિ યુકત વાયુ થાય છે તમામ વૃક્ષોને અનંત અંકુરો ફુટે છે, કોકિલોનો મધુર મનહર સ્વર મનને મહાનંદ પમાડે છે વ્હાલોજ લાગે છે અને ચંદ્રમા સરખા મુખવાળી સ્ત્રીના કપોળે વા મુખે રતિ વિલાસના પરિશ્રમથી પરસેવાના મોતીઓ છુટે છે; માટે ઋતુરાજ–વસંત સમયમાં કયા ગુણોનો ઉદય નથી થતો ? અર્થાત સર્વ ગુણનો ઉદય થાય છે.

## ત્રીજા પ્રષ્ણનો ઉત્તર.

**स्त्रियोऽक्षामृगया पानं वाक्पारूष्यंच पंचमम्**
**महच्चदंड पारुष्य मर्थदूषण मेवच ॥**
**सप्तदोषा सदाराज्ञा हातव्या व्यसनोदया:**
**प्रायशोयैर्विनश्यंति कृतमुका अपीश्वरा: ॥**

સ્ત્રી લંપટપણું, જુગાર રમવો, શિકાર ખેલવા ઉપર અત્યંત પ્રીતિ રાખવી, દારૂમાં લીન થવું, કઠોર વાણી બોલવી, નહી જેવા ગુન્હા માટે મોટી શિક્ષા ફરમાવવી અને નકામા ઉડાઉ ખર્ચમાં નાણું

ઉડાવી દેવાં એ સાત દોષ રાજા મહારાજાએ નિરંતર અવસ્ય તજવા, કેમકે મજબુત પાયાના અંબારણવાળા રાજ ઉપર જેની સંપૂર્ણ સત્તા છે તેવા રાજપતિએ પણ ઘણું કરીને આ સાતે દોષ તજવા, નહીતો એ દોષો પૈકી એક દોષ પણ જો પ્રબળપણે આદરવામાં આવે તો પણ રાજ્યને ખલેલ પહોંચાડે છે તો જ્યાં સાતે દોષ પ્રબળ હોય ત્યાં તો વાતજ શી?

આ પ્રમાણે પહેલી કુમારિકાના ત્રણે પ્રશ્નના ઉત્તર આપ્યા. ત્યારે બીજી કુમારિકા ઉભી થઇ બોલી કે—હે વિદ્વદ્ શિરોમણિ! આ સંસારમાં મુકિતનું સાધન શુ છે? ભાગ્યવાન પુરૂષો હેમંતઋતુમાં શાની ઇચ્છા રાખે છે? અને સૃષ્ટીમાં ધર્મને મુકી અધર્મનાં કામ કરનાર કયા અને કેટલા છે? તે સાંભળી કાલિદાસે ત્રણે પ્રશ્નના નોખા નોખા ઉત્તર આપ્યા તે નીચે પ્રમાણે—

**जीर्णाएव मनोरथाः स्वहृदये यातंच तद्यौवनं**
**हन्ताङ्गषुगुणाश्च वन्ध्यफलतां यातागुणज्ञैर्विना**
**किंयुक्तं सहसाऽभ्युपैति बलवान् कालः कृतान्तोऽक्षमी**
**ह्याज्ञातं स्मरक्तासनांघ्रियुगलं मुक्ताऽस्ति नान्यागतिः**

ધારેલા મનોરથો મનના મનમાંજ જીર્ણ થયા. યૌવનપણું ચાલ્યું ગયું; શરીરમાં સૌર્યાદિ ગુણો તે પણ ગુણના જાણનાર વિના નિષ્ફળ ગયા અને મહાબળી નાશ કરનાર કાળ તો મહા વેગથી આવે છે તે ઉપરથી હમણાં જાણવામાં આવ્યું છે કે શ્રીસદાશિવ આશુતોષના પદ પંકજને સેવવા એજ મુકિતનું સત્ય સાધન છે; પણ એ વિના અન્ય સાધન છેજ નહી.

બીજા પ્રશ્નનો ઉત્તર

**हेमन्ते दधिदुग्ध सर्पिरसना मांजिष्टवासाभृतः**
**काश्मीर द्रवसान्द्र दिग्धवपुषः खिन्ना विचित्रैरतैः**

**पीनोरु स्तनकामिनी जनकृती श्लेषागृहाभ्यंतरे**
**ताम्बूली दलपूगपूरितमुखा धन्याः सुखं शेरते ॥**

જે પુરૂષો હેમંતઋતુમાં દુધ દહી ઘી ખાય છે, રકત વસ્ત્ર પહેરે છે, કેસરનો શરીરે ગરકાવ લેપ કરે છે, વિવિધ પ્રકારની રતિક્રીડાથી શ્રમિત રહે છે, પુષ્ટ સ્તન તથા પુષ્ટ સુકોમળ સાથળવાળી કામિનીઓ આલિંગન આપે છે, સુંદર સોપારી મુખવાસ સહિત તાંબુલ–પાનબીડાં મુખમાં ધારણ કરેલાં છે અને ઘરની અંદર સુવે છે તે પુરૂષોનેજ ધન્યવાદ છે પણ બીજાઓને નથી.

### ત્રીજા પ્રશ્નનો ઉત્તર.

**दशाधर्म न जानंति विप्रबाला निबोधतान्**
**तस्मादेतेषु सर्वेषु न प्रसज्जेत पंडितः ॥**
**मत्तप्रमत्त उन्मत्तः श्रान्तः क्रुद्धो बुभुक्षितः**
**त्वरमाणश्च लुब्धश्च भीतः कामीचतेदश ॥**

હે વિપ્રબાળા ! આ સંસારમાં દશ પ્રકારનાં મનુષ્યો ધર્મને ત્યજી અધર્મને આદરે છે એટલે દારૂ પી મસ્ત થએલો, વિષયના વેગથી વિવ્હળ થએલો, ધાતુઓના દોષથી ગાંડો થએલો, થાકેલો, ક્રોધવંત, ભૂખ્યો, ઉતાવળીઓ, બહુ લોભ વૃત્તિવાળો, બીહીકણુ અને કામાસક્ત એ દશ જણાઓ ધર્મ શું ? તથા અધર્મ શું છે ? તે જાણતા નથી, તે માટે એ સઘળાઓની પંડિત જનોએ સંગતિ કરવી નહી; અર્થાત્ તેઓના વિશેષ સહવાસમાં ન આવવું.

આ પ્રમાણે બાળ કુમારીના ત્રણે પ્રશ્નનો ઉત્તર મળ્યો, તેથી અત્યંત આનંદ પામી. તદનંતર રાજબાળા ઉભી થઇ કવિરાજ પ્રત્યે પુછવા લાગી કે–' હે ભારત ભૂષણ નરરત્ન ! આ સૃષ્ટિમાં કઇ અનિત્ય અને કઇ નિત્ય વસ્તુ છે ? તથા શિશિરઋતુમાં શું શું ચમત્કાર થાય

છે ? અને સ્વર્ગ સુખને આપનારી કઇ તથા કેટલી વસ્તુઓ છે ?' આ પ્રકારે ત્રણ પ્રષ્ણ સાંભળી કવિરાજ એક પછી એક પ્રષ્ણનો ઉત્તર આપવા લાગ્યા કે–

**प्राप्ताश्रियः सकल कामदुधास्ततः किं**
**दत्तंपदं शिरसी विद्विषतां ततकिं**
**संमानिताः प्रणयिनो विभवै स्तत किं**
**कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम्**

સર્વ મન કામનાઓને પૂર્ણ થાય તેટલી લક્ષ્મી પ્રાપ્ત થઇ તોય શું ? કેમકે લક્ષ્મી અંતે ચપળ છે તેથી જોત જોતામાં નાશવંત થઇ જશે. પણ સ્થિર રહેવાની નથી. શત્રુઓના મસ્તક ઉપર પગ મુકયો અર્થાત્ શત્રુઓને જીતી લીધા તોય શું ? કેમકે અંતે આપણો પણ નાશ થવાનો છે તેથી શત્રુઓને મારી રાજી થવા જેવું શું છે ? પોતાના નોકર–ચાકરોને વા અન્યને અપૂર્વ વૈભવ સુખવડે સન્માન આપ્યું તોય શું ? કેમક તે સર્વ ધન હશે ત્યાં સુધીજ ચાહશે અને ખમા ખમા કરશે; પણ ધન ગયા પછી સ્હામું પણ જોવાના નથી. અને કદાચ કલ્પ સુધી શરીર ધરી જીવ્યો તોય શું ? કેમકે છેવટે મરવું એ તો નક્કીજ છે તો પછી ઘણું જીવવાથી પણ શો લાભ ? કહેવાનો તાત્પર્ય એજ કે–એ સર્વ વસ્તુઓ અનિત્ય–નાશવંત છે, માત્ર પરબ્રહ્મ પરમાત્માશ્રીનું નામ નિત્ય–એટલે નાશવંત નથી–સદા છે છે ને છે માટે અહોનિશ તેનું ધ્યાન ધરવું. વળી હે રાજકુમારી !–

**भक्तिर्भवेमरणजन्मभयं हृदिस्थं**
**स्नेहो न बन्धुषु न मन्मथजा विकाराः**
**संसर्गदोष रहिता विजना वनान्ता**
**वैराग्यमस्ति किमतःपरमर्थ नीयम्**

શ્રી સદાશિવશંકરની ભકિતમાં નિરંતર જેનું મન તલ્લીન છે, જન્મ મરણનો ત્રાસ જેના હૃદયમાં નિરંતર રહે છે અર્થાત્ ભવ-ભીરૂ છે. બંધુવર્ગ વગેરેમાં નિઃસ્નેહ બુદ્ધિ, કામદેવ-વિષય વિકારથી રહિત સંસર્ગ દોષથી રહિત, નિર્જન વનમાં વાસ અને વૈરાગ્યવંત મન છે તો, તેવા પુરૂષને વૈરાગ્યની પ્રાર્થના પણ શા માટે કરવી પડે! અર્થાત્ તે તો જીવ-મુકત થઈ ચૂકયોજ છે.

## બીજા પ્રષ્ણનો ઉત્તર.

चुम्बतो गण्डभित्तीरलकवति मुखे सीत्कृतान्या दधाना
वक्षः सुत्कञ्चुकेषु स्तनभरपुलकोद्भेदमापादयन्तः
ऊरुनाकम्पयन्तः पृथुजघन तटात्स्रंसयन्तोऽशुकानी
व्यक्तं कान्ताजनानां विटचरितकृतः शैशिरा वान्तिवाताः

સ્ત્રીઓના સુંદર ગાલનું ચુંબન કરતા, વાંકા અંબોડાવાળી સ્ત્રીઓના મુખ કમળમાંથી સિત્કાર કરાવતા, કંચુકી રહિત વક્ષસ્થળમાં કુચ ઉપર રોમાંચ ઉત્પન્ન કરતા. તથા કદળિના સ્તભ સમાન સાથળીને કંપાવતા અને પહોળા જઘનતટ ઉપરથી વસ્ત્રને દૂર કરતા કામીજનોની પેઠે કુચેષ્ટા કરતા શિશિરઋતુના વાયુ વાય છે. વળી હે કુરંગનયની !—

प्रोद्यत्प्रौढाप्रियंगुद्युतिभृति विदलत्कुन्दमाद्यद्विरेफे
काले प्रालेयवात प्रचल विकसितो द्दाममंदारदाम्नि
येषां नो कण्ठलग्ना क्षणमपि तुहिन क्षोदरक्षा मृगाक्षी
तेषामाया मयामायम सदनसमा यामिनी यातियूनाम्

જેમાં પ્રૌઢપણે ફુલતા પ્રીયંગુ વૃક્ષની શોભા થાય છે, જેમાં ફુલતા મચકુંદ કિંવા મોગરાના સુગંધથી ભમરા મદવંતા થાય છે અને ઠંડા પવનથી ચલાયમાન મંદાર વૃક્ષોની માળા ઝુલે છે એવા

સમયમાં ગાઢથી અથવા વનાણી મૃગના સમાન અનેજ મોટાં પાણીદાર લોચનવાળી સ્ત્રી ક્ષણવાર પણ જેના ગળાને આલીંગન દેતી નથી તે યુવાન પુરૂષોની મોટી રાત્રી યમના ઘર સમાન થાય છે અર્થાત તે સમયમાં કામીની ચતુરાનો સંગ ન હોય તો રાત્રી અત્યંત દુઃખદાયક થઇ પડે છે.

## ત્રીજા પ્રશ્નનો ઉત્તર.

सत्यं रूपं श्रुतं विद्या कौल्यं शीलं बलं धनम्
शौर्यं च चित्रभाष्यच दशेते स्वर्ग योनय:

સત્ય બોલવું, વિનય યુક્ત મુદ્રાએ રહેવું, શાસ્ત્રાભ્યાસ કરવો, વિદ્યાવંત થવું, કુલિનતા રાખવી, શીળ પાળવું યોગ્ય ઉત્તમ કૃત્યમાં ઉદાર ચિત્તે ધન વાપરવું, સત્કર્મમાં શૌર્ય રાખવું અને યુક્તિ સાથે મિષ્ટ વચનો વદવાં એ દશ પ્રકાર સ્વર્ગને આપનાર છે.

આ પ્રમાણે રાજકુમારીના ત્રણ પ્રશ્ન પૂર્ણ કર્યા તેથી તે પરમાનંદ પામી. પછી વણિકનંદીનીએ ત્રણ પ્રશ્ન પૂછ્યા.—' હે પંડિત શિરઃશેખરી બ્રૂન! આ સૃષ્ટીમાં કયો પુરૂષ ધન્યવાદને યોગ્ય છે? તથા સ્ત્રીઓના સ્વભાવિક શ્રૃંગાર કયા છે? અને પરાક્રમ તથા પ્રારબ્ધમાં વિશેષ કોણ બળવાન્ છે? તે આ ત્રણ પ્રશ્ન સાંભળી કાલીદાસે પ્રત્યુત્તર આપ્યો કે—

सन्तोषधन्या: केचित् स्फुटितमव वन्धदशनिकरा
धनान्ते चित्तान्तर्विषय विशर शीर्ण विरगना:
शरच्चन्द्र ज्योत्स्ना धवलगगना भोगसुभगा
नयन्ते ये रात्रिं सुकृतचय चिन्तैक शरणा:

હે સુભગે! હે સખે! જેઓનાં વિકટ ભવ બંધન તુટી ગયાં છે, અંતરમાં રહેલા વિષય રૂપી વિષધરો-સર્પો નાશ પામ્યા છે, શરદૠતુની ચાંદનીથી ઉજ્વળ પ્રકાશવંત થયેલા આકાશથી અત્યંત સુશો-

ભિન ચાંદની રાત્રિને વનના અંતમાં અર્થાત્ એકાંત વનમાં ગાળે છે અને સુકૃતના સંચયમાં લાગેલું ચિત્તજ જેનું શરણુ છે એવા વનવાસી મહાત્મા પુરૂષોજ ધન્યવાદને પાત્ર છે.

### બીજા પ્રશ્નનો ઉત્તર.

**वक्त्रं चन्द्र विडम्बि पङ्कज परिहासक्षमे लोचने**
**वर्णः स्वर्ण मपाकरिष्णु रलिनी जीष्णुः कचानां चयः**
**वक्षोजाविभकुम्भविभ्रमहरौ गुर्वी नितम्बस्थली**
**वाचोहारि च मार्दवं युवतिषु स्वाभाविकं मंडनम्**

ચંદ્રમા સમાન જેનું મુખ બિંબ છે, કમળપત્રથી પણ અણીઆળાં રસિલાં લોચન છે, સોનાથી પણ અધિક દ્યુતિવંત સુંદર શરીર છે, ભમરા સરખા વેણીના કાળા વાળ છે. હાથીના કુંભ સ્થળ સમાન ગોળ અને કઠિણ ભરાવદાર સ્તન મંડળ છે, મોટા સુશોભિત નિતંબ છે, મિષ્ટ તથા મનને હરણ કરનારાં વચનો છે અને કોમળતાપણું એ સઘળા ગુણો સ્ત્રીઓમાં સ્વાભાવિકપણે ભૂષણરૂપજ હોય છે.

### ત્રીજા પ્રશ્નનો ઉત્તર.

**नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः**
**स्वर्गो दुर्गमनुग्रहः किलहरे रैरावतो वारणः**
**इत्यैश्वर्यबलान्वितोऽपि बलभिद् भग्नः परैः संगरे**
**तद्व्युक्तं ननु दैव मेवशरण धिग धिग वृथापौरुषम्**

જેના મુખ્ય કારભારી મહાન્ બુદ્ધિવંત બૃહસ્પતિ છે, જેને વજ્રનું શસ્ત્ર છે, દેવતા સરખા જેના સૈનિકો છે, સ્વર્ગના સરખો કિલ્લો છે, જેના ઉપર શ્રી વિષ્ણુ ભગવાનની કૃપા છે અને જેના દરબારમાં ઐરાવત સરખો હાથી ઝુલે છે એવા ઐશ્વર્યવાળા ભગવાન ઇંદ્રને પણ યુદ્ધમાં શત્રુએ જીતી લીધો તો નિશ્ચય થાય છે કે પ્રારબ્ધ એજ પોત-

તાનું રક્ષણ કરનાર છે, પછી પરાક્રમ રક્ષણ કરનાર નથી માટેજ પ્રારબ્ધ બળવાન ન હોય તો પુરૂષનો પરાક્રમ સહિત ઉદ્યમ પણ નિષ્ફળ થાય છે! આ પ્રમાણે ચારે કુમારીકાઓના જુદા જુદા પ્રશ્નોના યોગ્ય ઉત્તરો આપ્યા તેથી અતિ પ્રસન્ન થઇ સલજ્જ મુદ્રાયે મર્યાદા સહ ઉભી રહી બ્રહ્મકુમારીએ વિનવ્યું કે—હે આર્યાલંકાર! પરમારવંશ કુળ કમળ દિવાકર ભોજરાજ! અમોએ દેશદેશના રાજા મહારાજાઓ અને પંડિત વરોની સભાઓમાં જઇ શાસ્ત્રાર્થની બાબતમાં વાદવિવાદ કર્યા તથા રાજ્યવંશિઓ પણ નિહાળ્યા; પરંતુ આપ નામવરની નીતિ તથા ઐશ્વર્યતા અવર્ણનીય પ્રકારની છે તેમ પંડિતોના મંડન રૂપ કવિરાજની વિદ્વત્તા તથા રસિકતા પણ અલૌકિકજ પ્રકારની છે. પુછેલા પ્રશ્નોના યથેષ્ટ ઉત્તરો સાંભળી અત્યાનંદ પ્રાપ્ત થયો છે તથા અમોને જીતી લીધી છે તેથી અમારી પ્રતિજ્ઞા પ્રમાણે પંડિતરાજના ચરણ ચાંપનારી દાસી થઇજ ચૂકી છીએ; માટે શુભ મુહૂર્ત શોધી અમારાં કવિરાજ સાથે લગ્ન કરાવી આપો. એટલું બોલી સાનંદ સહિત સુવર્ણ કરંડમાંથી મનોહર પુષ્પમાળ કહાડી કવિરાજના કંઠમાં આરોપી છુટાં પુષ્પોથી વધાવી ચરણમાં નમી.

આવા પ્રકારનું બ્રહ્મકુમારીનું બોલવું સાંભળી ભોજરાજે તેમનાં નામ ઠામ પિતા માતાનાં નામો પુછી તેઓનાં સગાં સહોદરને બોલાવી લઇ શુભ મુહૂર્તે સુંદર મંડપમાં વેદવિધી પ્રમાણે કાળિદાસ સંગાથે લગ્ન કરાવી દીધાં અને પ્હેરામણીમાં પુષ્કળ ધન આપી મનેચ્છા પૂર્ણ કરી.

તદનંતર તે ચારે ચતુરાઓએ દેશાંતરમાંથી મેળવેલું ધન પણ પોતાના પતિના સ્વાધીન કર્યું. જ્યારે રાત્રિનો સમય થયો ત્યારે ચારે ચતુરાઓએ વિચારણા કરી કે—" આપણા સ્વામીનાથ શાસ્ત્રાર્થ અને કવિત્વ શક્તિના જ્ઞાન વિષે તો એક્કા છે; પરંતુ રંગવિલાસમાં પ્રવિ-

ચુના રાખી શકે છે કે નહીં ? તે જાણવાની જરૂર છે માટે આજે પ્રથમ જેની પાસે પધારે તેણે કોઇ પણ પ્રકારનું બ્હાનું કહાડી સુરત-ક્રિડાનો અનાદર દેખાડવો, જો ચતુર હશે તો તો ગમે તે પ્રકારે મનનું સમાધાન કરી સુરતક્રિડાનંદ લેશેજ ? આ પ્રમાણે ચારે ચતુરાઓ ઠરાવ કરી પોતપોતાના શયન ગૃહમાં સુઇ ગઇ. અંગારી કવિવર કાલિદાસ પણ રસરંગમાં આનંદ માનનો પ્રથમ બ્રહ્મ તનયાના શયન ગૃહમાં ગયો એટલે પ્રાણનાથને આવતા જોઇ બ્રહ્મબાળા ઉભી થઇ અતિ નમ્રપણે અભિવંદન કરી સન્માન આપી પ્રીયતમ સાથે બેસી હાસ્યવિનોદ કરવા લાગી તે સમય કાલિદાસે સુરતકેળી કરવાને પોતાની ઇચ્છા દર્શાવી એટલે બ્રહ્મ કુમારીએ જરા મંદકોપ બતાવ્યા સરખું મ્હોં કરી કહ્યું કે—સ્વામિનાથ ! જે સમય ગ્રહ ગોચર અનુકૂળ હશે તે સમય સુરત કેળી આપસાથે કરીશ ! આ પ્રકારનું બ્રહ્મકુમારીનું બોલવું સાંભળી કાલિદાસે કહ્યું કે—

**वक्त्रेन्दुः कबरी भरस्तव तमः सीमन्त सुर्योगुरू**
**वक्षोजावधरः नखा रविसुताः केतुर्भ्रुवौ सुन्दरी**
**वाक्यं काव्यमिदं शनैश्चर गतिर्मध्यं तु सं स्यांऽपरः**
**सात्वं नेरकुरुषे कृपां मयि तदा सर्वेनुकूला ग्रहाः**

હે સુંદરી ! તારૂં મુખ બિંબ તે ચંદ્રગ્રહ છે, માથાનો કાળો કેશ પાશ છે તે રાહુ નામનો ગ્રહ છે. સેંથામાં જે હિંગળોક પુરેલો છે તે સૂર્યગ્રહ છે, ભ્રકુટી એ કેતુગ્રહ છે, લાલ હોઠ એ મંગળગ્રહ છે. ઉન્નત ગુરૂસ્તન એ ગુરૂ નામાગ્રહ છે કાવ્ય એટલે શુક્રગ્રહ રૂપ તારાં મધુર વાક્યો છે અર્થાત વાણિ વિષેજ શુક્રગ્રહ વસે છે, મદમાંત એ શનિશ્ચરગ્રહ છે તે તો સદૈવ તારી સેવામાંજ હાજર છે, તારો મધ્યકટી પ્રદેશ એ અતિ સુંદર અને સામ્ય-બુધ નામા ગ્રહની

ઉપમા યોગ્ય છે. આ રીતે નવેગ્રહ તારા શરીરમાં સ્થાઇ થઇ રહેલ છે; માટે જો કૃપા કરી તું મને અનુકૂળ થાય તો સર્વ ગ્રહ અનુકૂળ થયા સમજીશ; પણ જો તું પ્રતિકૂળ થાય તો મારા સર્વ ગ્રહ વક્ર થયા અર્થાત્ ખગોળમાં લટકતા ગ્રહોની મને કશી પરવા નથી, માત્ર તારા અનુગ્રહની મને તો જરૂર છે. આ પ્રકારનું પોતાના પતિનું બોલવું સાંભળી બાલકુમારીએ અતિ પ્રસન્ન થઇ પતિને પ્રેમાલિંગન આપ્યું.

ત્યારપછી વણિકનંદિનીના શયનગૃહમાં ગયા ત્યારે યુક્ત સંકેત પ્રમાણે તેણે પણ કહ્યું કે-એક મોટી તીર્થયાત્રા કરી આવી પવિત્ર થાઓ પછી સુરતક્રિડા કરીશું ! તેથી કાલિદાસે હસીને કહ્યું કે—

मध्यं विष्णुपदं कुचौ शिवपदं वक्त्रं विधातुः पदं
धम्मिल्लः सुमनःपदं प्रविलसत्काञ्ची नितम्बस्थली
वाणी त्वन्मधुराधरोरण धराः आरक्तभूमिर्वपुः
किं ते स्त्री कथयामि पुण्यचरितं त्वं निर्जरैः सेव्यसे ॥

હે સ્ત્રી ! અત્યંત પાતળી કમ્મર છે તેને યોગ્ય ઉપમા આપવા સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુ તપાસતાં વિષ્ણુપદ-આકાશ માલમ પડે છે માટે વિષ્ણુપદ કહેતાં વિષ્ણુ તીર્થ યાત્રાઓ તો માત્ર તારા કટી પ્રદેશમાં નિવાસ કરી રહેલ છે, તથા શિવસ્થાન રૂપ યુગલ ઉન્નત સ્તનરૂપી કૈલાસનાં શિખરો છે તેથી શિવ સંબંધી સમસ્ત યાત્રાઓનો સમાવેશ તારા સ્તન વિષે થાય છે, બ્રહ્મા સંબંધી સમસ્ત યાત્રાઓનો તારા મુખ કમળમાં સમાવેશ થાય છે, તેત્રીસ કોટી દેવતાઓનો નિવાસ તારા કેશપાશમાં છે; કેમકે સુમેરૂ વેણીપ: જે પુષ્પ સમૂહ જણાય છે, તે જાણે સદપુરૂષોએ ભક્તિ ભાવથી પૂજન કરેલ છે, નિતંબ ઉપર શોભતી જે કટિમેખલા તેજ શિવકાંચી તથા વિષ્ણુ કાંચી એ બે મોક્ષ આપનારી તીર્થયાત્રાઓ છે, અર્થાત્ તે તો તારા

પૃષ્ઠ ભાગ ઉપર અથડાયા કરે છે. તારી મધુરવાણી એજ મથુરાની યાત્રા છે, તારો નિચેનો લાલ ઓઠ તે અરૂણકુંડ નામે તીર્થ છે અને શ્રીરંગક્ષેત્ર નામે તીર્થ ભૂમી તે તો તારૂં આખું શરીર છે એટલે અભિનવ શોભાવંત રંગભૂમી છે માટે તારા પુણ્ય ચરિત્રનું કેટલું વર્ણન કરૂં? મતલબમાં સમસ્ત તીર્થો તારા શરીરમાં વસી રહ્યાં છે. નિર્જર કહેતાં દેવના અને યુવાન પુરૂષો તારી નિત્ય સેવા કરે છે એટલે હવે મારે મોટી અન્ય તીર્થની યાત્રા કરવી કંઈ બાકી રહી છે? કે તને છોડી અન્ય તીર્થમાં ભટકતો ફરૂં?

આ પ્રકારે ગંભિર્ય પ્રેમ પુરિત વચનો સાંભળી વણિક તનયાએ અત્યંત પ્રેમભાવથી રતિનું સુખ આપ્યું.

ત્યાર પછી સુવર્ણકારતનયાનો સમાગમ થતાં તેને પ્રસન્ન કરવા પ્રથમથીજ કાલિદાસ બોલ્યો કે—

**कान्ते रोमालिवल्लि तवतु समुदिता नाभिनिम्नालवाला**
**चित्रं वक्षोजशैलाचलयुगलफला दृश्यते पुष्पशून्या**
**किंचान्यत्कुसुमपुष्पाः पनसवत्कुरितं मूलदेशेऽस्तिपुष्पं**
**तद्दृष्टुं मेऽभिवाञ्छा स्यामिवदति कवौ सा न्नता स्वाहसच्च**

હે કાન્તા! તારી નાભિ રૂપી ગંભિર ક્યારીમાંથી ઉગેલી જે મનોહર રોમપંક્તિરૂપીવેલ નાભીને આરંભી હૃદય પર્યંત વૃદ્ધી પામીને જોત જોતામાં તેને બે મોટાં સ્તનરૂપી ફળ બેઠાં, તે ફળને હિમાલય પર્વતના શિખરની ઉપમા અપાય છે; પરંતુ વિશેષ આશ્ચર્ય જેવું તો એ છે કે તે વેલનાં ફળ દૃષ્ટિગોચર થાય છે, પણ પુષ્પ જણાતુંજ નથી! માટે અનુમાન થાય છે કે પનસના ઝાડની પેઠે તે વેલનું પ્રફુલ્લિત પુષ્પ પણ મૂળ ભૂમીમાંજ હશે! તે જોવા માટે હું આતુર છું; અર્થાત્ રતિમંદિરરૂપી પુષ્પ જોવા ઇચ્છું છું.

આ પ્રકારનું શૃંગારમય કાલિદાસનું મિષ્ટ ભાષણ સાંભળી [illegible] એણીએ હાસ્યવદનયુક્ત પતિના કંઠમાં લપટાઇ પડી આનંદ આપ્યો.

સર્વથી છેલ્લે રાજકન્યાના શયનગૃહમાં કાલિદાસ પ્રવેશ કરી રાજકુમારીના મનનું ત્વરાએ આકર્ષણ કરવા બોલ્યો કે—

पद्मेन्दीवर कुन्द चम्पकजपा जातीषु जातस्पृहं
क्रीडाकाननशैलशृङ्गशिखरात् रोहावरोहात् क्लमम्
मार्गं प्रस्खलितं ततोऽपि विषमे मग्नं सतो मण्डले
दुःखाद्धूयमकुटिलेऽद्य कदली मूलेमनो मूर्छनम्

હે મત્ પ્રાણ સંજીવની પ્રીયે! એક મારી પ્રાણ કરતાં પણ અધિક વલ્લભ અને ચંચળ વસ્તુ ખોવાઇ ગઇ છે તેની તપાસ કરતાં એટલી તો શોધ મળી છે કે આ તારા મુખરૂપી બાગમાં લોભાઇ લલચાઇ બહુ વખત અથડાઇ રીબાઇ પ્રથમ તેણે તારા મુખ કમળમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી નેત્રરૂપી કાળા કમળમાં થઇ ઉજ્વળ દંતપંક્તિરૂપી મોગરાની કળીઓમાં પેસી નાસીકારૂપી ચંપાની કળીમાં પ્રવેશ કર્યો, પછી જાસુદીના પુષ્પસમાન રાતા હોઠમાં પેસી તારા હાસ્યજનક રૂપ જાઇના પુષ્પમાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે આખા બગીચામાં ફરી ફરી ત્યાંથી છટકી તારા શરીરરૂપી અરણ્યમાં રહેલા સુવર્ણના શિખરો સમાન સખ્ત સ્તનરૂપી કઠણ પર્વતોમાં ચઢ ઉતર કરી થાક્યા પછી હળવે હળવે ત્યાંથી પલાયમાન થઇ તારા ત્રિવલીરૂપી ગઢના ઉંચા નિચા વિકટ માર્ગમાં ઠોકરો ખાઇ પડી નિચેના પ્રદેશમાં તારા નાભિરૂપી ગહન સુંદર કુંડમાં ન્હાવા પ્રવેશ કર્યો. તેમાં ડુબી જતાં મહા મુશીબતે નિકળી આગળ માર્ગ લીધો તો ત્યાં આવેલા તારા કોમળ જાંઘરૂપી કદળી રંભાના મધ્ય ભાગમાં થઇ જાતાં તેના મૂળમાં ચક્રી ખાઇ એવી પડી કે હજુ સુધી નિકળવાનું પામતી નથી અર્થાત્ મારી મનરૂપી ચીજ તેમાં લીન થઇ ગએલ છે.

આ પ્રકારનું શૃંગાર રસ ગર્ભિત પ્રેમના પૂર્ણભાવને પ્રદર્શિત કરતું ભાષણ સાંભળી, રાજકન્યાએ તો સર્વાંગી શુદ્ધ બુદ્ધ વિસરી પતિના હાસ્યાસ્પદ વચનામૃતમાંજ તલ્લીન બની આલિંગન આપ્યું અને દિવસે દિવસે અત્યંત પ્રેમ વધવાથી આનંદમાં દંપતિ કાળ ક્રમણ કરવા લાગ્યાં.

આ વાર્તાનો સાર એજ ગ્રહણ કરવાનો છે કે—પંડિત જનો કેવા પ્રકારે શાસ્ત્રાર્થના વાદ વિવાદમાં ખટપટ ચલાવી જીવન ભોગવે છે? તથા અન્ય સાર એ ગ્રહવા યોગ્ય છે કે સંસારની અનિત્યતા, મોક્ષનો સત્ય માર્ગ, રાજાને તજવા લાયક દોષો, ધન્યવાદ આપવા યોગ્ય જીવન, આદરવા યોગ્ય વસ્તુ અને પ્રીતિની માધુર્યતા તથા સ્ત્રીને પુરૂષ અને પુરૂષને સ્ત્રી કેવા કિવા મિત્ર કેવા પ્રકારના મળે તો સંસાર સુધરે? વગેરે વગેરે સમજવા યોગ્ય સાર છે માટે ગુણાભિલાષી સજ્જનોએ તે ગુણો અવશ્ય ગ્રહણ કરવા, જેથી આ લોક અને પરલોકમાં મનોરથની સિદ્ધિ થાય.

---

## વાર્તા આઠમી.

કાવ્ય, વાક્ચાતુર્ય, સંગીત કે ચિત્રકળાના સૌંદર્ય અભ્યાસના સમાન પ્રકૃતિને સુધારનાર અન્ય કોઇ વસ્તુ નથી. આ વિષયો વિષે વિચારને સતેજ કરવાની એટલી બધી શક્તિ છે કે એ કળાઓથી દૂર રહેનાર જનોને તેનું કદાપિ ભાન થતું નથી. જેના વિષે કોમળ અને મધુર વૃત્તિઓને સચેત કરવાની શક્તિ છે, તે કામકાજ અને સ્વાર્થમાંથી મનને ખેંચી લે છે. વિચાર શક્તિને મજબૂત કરે છે, શાંતિ આપે છે અને આનંદ સહ ઉદાસીનતાને પ્રગટ કરે છે—આ

ઉદાસીનતાની પ્રકૃતિ મનુષ્યના સ્વભાવથી અન્ય કોઇ પણ સ્થિતિ કરતાં સ્નેહ અને પ્રેમને વિષે અનુકુળ છે. શુભ.

એક સમય ભોજ ભૂપતિ અને કાલિદાસ એકાંત ભુવનમાં બેસી વિવિધ જ્ઞાનગોષ્ઠી ચલાવી રહ્યા હતા, તેવામાં ભોજરાજે કવિવરને એક ચમત્કૃતિવંત ચરણ કહી સંભળાવ્યું કે—

સિંદૂર બિંદુ વિધવા લલાટે—વિધવાના કપાળમાં સિંદુરનું તિલક ! !

આવો પ્રશ્ન સાંભળી કવિવર કાલિદાસે અઘટિતઘટના ભર્યા સવાલને સુઘટિત ઘટનામાં ગોઠવી કહી સંભળાવ્યો કે—હે ભૂપાળચૂડામણિ!

किंभूषणं सुंदर सुंदरीणां किंदूषणं पान्थजनस्य नित्यम् ॥
कस्मिन्विधात्रा लिखितं जनानां सिंदूरबिंदुर्विधवाललाटे

સુંદર સુંદરીનું ભૂષણ શું છે ? સિંદૂરબિંદુ અર્થાત્ સેંથામાં સિંદૂર બિંદુ શોભતા હોય તે સવાસણ સ્ત્રીના ભૂષણ રૂપ છે. પરદેશ કે માંગલિક કામ માટે પંથે પરવરતા વખતે હમેશાં શું દૂષણરૂપ છે ? રાંડેલી સ્ત્રી અર્થાત્ શુભ કામે જતાં વિધવા સ્હામી મળે તે અપશુકન દૂષણરૂપ છે અને વિધાત્રા મનુષ્યના કયા અંગમાં લેખ લખે છે ? લલાટ કપાળમાં" આવા અર્થ મિશ્રિત ભાવવિરોધી સંબંધ જણાતો હોવાથી મનુષ્યના મનને શંકાશીલ કરે છે, પણ તેમાં ઉપર પ્રમાણે ભાવાર્થ સમાયલો છે.

આવા પ્રકારનું કાલિદાસનું બોલવું સાંભળી ભોજરાજ અતિ આનંદમાન થયો, કવિરાજની બુદ્ધિકૌશલ્યતા વિષે ધન્યવાદ આપી તેમના માન અકરામમાં વધારો કર્યો.

વાર્તાનો સાર પ્રકટ છે.

# વાર્તા નવમી.

જે ધન કેવળ ઉદ્વેગનું કરનાર અર્થાત્ ભંડારમાંજ ભરી મૂકેલું માગણી કરનાર કે માગણના ખપમાં ન આવતું. શલ્ય–કાંટા પત્થરની પેઠે અંતઃકરણમાં ખટકતું, કલેશનું કારણ અને મહામલિન એવું છે તે મૂળગું ઉતાવળથી નાશ પામો. સારાંશમાં એજ કહેવાનું કે એવું ધન સંચિત રહેવાથી તો નાશ પામે તે ઠીક, કેમકે છે તો પણ શું કામનું? કે જે પરોપકારમાં ઉપયોગી નથી. વળી જે કરૂણા અને પારકા ઉપકાર વગરનું, પૃથ્વીને ભારરૂપ, કેવળ સ્વાર્થમંજ આસક્ત અને અનર્થના સમૂહને રહેવાનાં ઘરરૂપ શરીર છે તે કોઇ વખતે પણ કોઇનું હોશોજ નહી અર્થાત્ એવું શરીર પ્રાપ્ત થવાથી શો લાભ છે?

ઉપદેશરત્નાકર.

એક સમય એક મધની માખી મહારાજા ભોજરાજના હાથ ઉપર આવીને બેઠી અને પોતાના બન્ને હાથને ઘસતી માથાને સ્પર્શ કરતી જાણે કોઇ દુઃખીયારો હાથ ઘસતો માથું કુટતો ફરયાદ કરતો હોય તેવો તેનો દેખાવ જોઇ પોતાની સભામાં બેઠેલા પંડિતો પ્રત્યે પ્રશ્ન કર્યો કે–" હે પંડિતવર્ગ ! આ મારા હાથ ઉપર બેઠેલી મધમાખી હાથ ઘસતી માથું પછાડતી મને શું ફરીયાદ કરે છે, તેનો દૃષ્ટાંત સિદ્ધાંત સહ ભાવાર્થ કહી સંભળાવો ? " આ પ્રકારનું રાજેંદ્રનું બોલવું સાંભળી પંડિતો પરપર વિચારવા લાગ્યા કે કેવા પ્રકારે આ અગમ પ્રશ્નનો ઉત્તર આપવો ? અબોલા જાનવરની ચેષ્ટા વિષે શું ભાવ રહેલો છે, તે મનુષ્ય કૃતિથી શી રીતે સમજાય અને જો તર્કના વડે કાંઇ જોડીને કહીએ પણ જો પોતની વિચારણાને અનકૂળ ન આવે તો જીવના જોખમમાં આવી પડવું પડે." આમ વિચારતા જ્યારે એક એકના મોં સામું જોતાં નિરાશવંત ચહેરાવાળા જણાયા

ત્યારે કવિ કુળગુરૂ સરસ્વતીના અવતાર કાલિદાસે સમસ્ત સ્વર્ગીઓનું પાણી રાખવા વિનવ્યું કે-હે ભૂપાળશેખર ! એ માખી જે કહે છે તે આ પ્રમાણે છે કેઃ—

એક નિર્જન વનમાં આ માખી એક વૃક્ષ ઉપર મધપુડો બનાવી મધનો સંગ્રહ કરવા કરવા ઠેકાણે ઠેકાણે ફરી રસ એકત્ર કરી મધપુડામાં ભરી પોતાના મધપુડામાં અનેક બચ્ચા સહિત ભારે મગનપણે રહેતી હતી; પરંતુ સંચિત કરેલું રસિલું મધ પોતાના પેટે કે પોતાના બાલ બચ્ચાને વા અન્ય કોઈ દીનજનોને ખાવા ખવરાવવામાં જરા પણ ઉપયોગમાં લેતી નહી; માત્ર મહા મુસીબતો વેઠી એકઠું કર્યું એટલું માત્ર, પણ પોતાના કે પરકાના હિત માટે વાપરવા જરી પણ વિચારણાજ આવી નહી. શું તેથી તે મધ તેનાથી મચવાયું ? ના ના બિલકુલ નહી ! એતો '**કીડી સંચે અને તેતર ખાય અને પાપીનું ધન પર લઈ જાય, ખોદે ઉંદર અને ભોગવે ભુજંગ**' એ કહેવત પ્રમાણે છેવટે થયું. એટલે કોઇ એક વાઘરી કોઇ સમય ત્યાં જઈ ચઢયો અને સુંદર મધથી ભરેલો મોટો મધપુડો દીઠો કે તુરત તેણે ઘાસફુસ સળગાવી ધુમાડો કરી માખી અને માખીના કુટુંબને પુષ્કળ ગભરાવી દીધું તેથી કેટલીક માખીઓ ધુમાડાથી મુંઝાઇ પુડામાંજ મરણને શરણ થઈ અને કેટલીક ઉડીને જીવ બચાવવા નાશી છુટી એટલે તે વાઘરી મધપુડાને હાથ કરી પોતાને રસ્તે પડયો અને ઘેર જઇ તેમાંથી મધ નિચોવી લઈ તેને વેચી તેના પૈસા વડે પોતાના કુટુંબનું પોષણ કર્યું. આવા પ્રકારે પોતાના સંચેલા મધથી બીજાને લાભ થયો અને મધને ઉત્પન્ન કરનાર જે માખી તેના કુટુંબનું નિકંદન નિકળી ગયું, તેથી એ અપાર દુઃખથી ત્રાસ કરતી આપની પાસે આવી પોતાના અવિચારી કૃપણપણાના કાર્યનો પસ્તાવો કરી તે વડે હિતબોધ દઢ કરવા આવી ચેષ્ટાથી વ્યાખ્યા સિદ્ધ કરી રહેલ છે કે—

હે પૃથ્વીનાથ! મેં મહાન ખુસીઅનો વેડીને એકઠી કરેલી મારી ઉત્તમ દોલત જે મધ તે પંડે ખાધું નહી તેમ મારા કુટુંબીઓ કે સંતતિને પણ ખાવા દીધું નહી અને છેવટે આંખમાં આંજી પરાયો પાપીજન ખાઇ ગયો એ અતિ શોકકારક સંતાપથી જેમ મારે છેવટે હાથ ઘસવા અને માથું કુટવું પડે છે તેમ આપ પણ જો પ્રાપ્ત થએલી રાજ્યલક્ષ્મીને પરોપકારાર્થમાં કે કુટુંબ વા પંડ પોષણાર્થમાં ઉપયોગ નહી કરો તો આ જોત જોતામા નાશવંત જગત્માં આપને પણ મારીજ પેઠે છેવટે હાથ ઘસી પસ્તાવો કરવો પડશે એ નિર્વિવાદની વાર્તા છે! એમ એ માખી આપને હિતબોધ આપી રહેલ છે માટે એજ બાબતમાં છે કે:—

देयंभोज्यधनंधनं सुकृतिभिर्नो संचितव्यं कदा
श्री कर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ॥
अस्माकंमधुदानभोगरहितं नष्टंचिरात्संचितम्
निर्वाणादिति पाणिपादयुगलं घर्षन्त्यहो मक्षिकाः

હે ભોજરાજેન્દ્ર! સારી કૃતિથી પુષ્કળ દ્રવ્ય આપો, કોઇ વેળાએ પણ દ્રવ્ય એકઠું કરવાને લાયક નથી (કેમકે નાશવંત છે!) જુઓ કે આ કર્ણરાજ, બલિરાજ અને શ્રી વિક્રમાદિત્ય વગેરેની હજુ લગી પણ કીર્તિ કાયમ છે. આ માખીનું લાંબા વખતથી સંચેલું અને દાન ભોગથી રહિત દ્રવ્ય જે મધ તે નષ્ટ થઇ ગયું એ હેતુ માટેજ માખી પોતાના બન્ને હાથ પગ ઘસે છે; કહેવાનો તાત્પર્ય એજ છે કે જે હાથે આપ્યું તેજ સાથે આવવાનું છે. કહ્યું છે કે—દાન એજ લક્ષ્મનું ફળ છે, શાંતિ—ક્ષમા રાખવી એજ શાસ્ત્ર ભણ્યાનું ફળ છે, દેવસેવા કરવી એજ જ્ઞાનનું ફળ છે. ધર્મ એજ ચેષ્ટાનું ફળ છે, અને જગતનું સારૂં કરવું એજ સત્પુરૂષોના મહા પ્રતાપની ઉન્નતિનું ફળ છે. હમેશ ધર્મ પ્રાપ્ત થવાના સ્થળમાં, ભોજન ખર્ચમાં, ઉત્તમ વસ્ત્રો

વગેરે રાખવામાં, અહિંસાજી ધાત બચાવવામાં, સ્ત્રીના ખાનપાન કે પોષાકમાં, મિત્રના ઉપકારમાં બન્ધુવર્ગના નિમિત્તમાં, ઘર વગેરે યોગ્ય સ્થાનકો બનાવવામાં પુત્રાદિના જન્મોત્સવમાં, સારા કર્મોની વૃદ્ધિમાં, થતા વિજયમાં, પ્રાણના સંરક્ષણમાં, વિદ્યાપ્રાપ્તિમાં, કળાપ્રાપ્તિમાં, સજ્જનોમાં, કીર્તિ મળતી હોય તેમાં, દેહના અવસાન કાળમાં ઉપયોગી થાય તેવી યુક્તિ રચનામાં, કોઇ પ્રકારના કંકાસ–કલેસના અટકાવવામાં અને પોતાને અત્યંત યોગ્ય પ્રેમ થએલા વિભાગમાં આ અઢાર ઠેકાણે ધન વાપરવામાં ઘટતી છુટ રાખવીજ જોઇએ; કેમકે જે જ્ઞાન, વિક્રમ, કળા, કુળીનતા, દાન અને ભોગ એ છ વસ્તુઓથી રહિત છે તે મનુષ્યનું જીવતર નકામું છે; કારણ કે તેમનું જીવતું શું સ્તુતિ કરનારા મનુષ્યોની ગણતરીમાં ગણાશે ? કદીજ નહી ! જગતમાં દાતા જનોજ લોકોને વ્હાલા છે, પણ ધનવાન છતાં કંજુસ હોય તો તે વ્હાલા નથી; જુવો કે વૃષ્ટિ કરનારો મેઘ તેની સ્થિતિને સર્વ લોકો ચાહે છે, પણ સમુદ્ર પાણીથી પૂર્ણ છે; તદપિ તેની સ્થિતિને ચાહતા નથી ઘણું કરીને સંગ્રહ કરવામાં તત્પર જે સમુદ્ર તે પૃથ્વી ઉપર રહેલ છે અને વૃષ્ટિ કરનારો મેઘ તે લોકોના ઉપર ગર્જના કરતો જોઇએ છીએ અર્થાત્ દાતા પુરૂષજ ઉચ્ચ સ્થિતિ પામે છે, પણ અદાતા ઉંચ સ્થિતિ પામતો નથી.

આ પ્રકારનું યુક્તિ યુક્ત કાલિદાસનું ભાષણ સાંભળી ભોજરાજ અતિ પ્રસન્ન થયો અને તેની બુદ્ધિ ચતુર્યતાનાં અત્યંત વખાણ કરી ઉત્તમ પારિતોષ અર્પણ કર્યો.

વાર્તાનો સાર એ છે કે–દરેક મનુષ્યે પોતાની શક્તિના પ્રમાણે શુભ કાર્યમાં દ્રવ્ય વાપરવું પરોપકાર કરવો અને જેમ બને તેમ ભોગ્ય વસ્તુનો પોતે ઉપભોગ કરવો અને અન્યને ઉપભોગ યોગ્ય હોય તે વડે તેને પણ સંતોષ આપવો એજ જીવતનું ફળ છે. બાકી સાર

એ છે કે-મહાજનોના અગાડી સુજ્ઞ વિદ્વાનોએ હમેશાં કાલિદાસની પેઠેજ લાગ મળે સદ્બોધ આપી પોતાના શુભેચ્છકનું સુકૃત્યમાં અચળ-પણે મન જોડાવવું એજ ઉત્તમ જનોની સ્તુતિ યોગ્ય રીતિ છે;



## વાર્તા દશમી.

સેંકડો માણસો એકઠાં થયાં હોય તેમાં કોઇ એકાદ માણસની વાણીજ સર્વ અશોમાં ઉત્તમ ચમત્કાર વાળી અને ધારેલા વિષયોને પરાયા મનમાં યથાર્થ રીતે ઉતારવામાં સમર્થ હોય છે. યોગવાસિષ્ઠ.

ભોજ ભૂપાળની રાજસભામાં જો કોઇ મહાકવિ આવી આશિ-ર્વાદ આપે તો તેને લાખ રૂપિયા, પંડિતને પચીસ હજાર, કહેલા કાવ્યના અર્થ સમજનારને એક ગામ અને જે અર્થ સમજી બીજાને તે અર્થ સમજાવી તેના અંતરમાં દસાવી શકે તેને અરધું ગામ આપ-વાનો ચોકસ ઠરાવ કરેલો હતો. મતલબમાં દ્રવ્યની લાલચે કરીને પણ વિદ્યાની વૃદ્ધિ થવાની આ પ્રકારે ઉત્તમ યોજના યોજી હતી, તેથી દેસ દેશાંતરથી અનેક વિદ્વાનો અને ગુણીજનો દારિદ્રયને દૂર કરવાની આશાએ આવી આવીને ભેટ લેતા હતા અને પોતપોતાના ઉત્તમ ગુણો પ્રકાશતા હતા કે જેનો અદ્યપિ પર્યંત આપણે સ્વાદ અનુસરીએ છીએ તથા સમય સમય ઉપર કષ્ટ મુક્ત થઇએ છીએ.

જ્યારે ઘણા વિદ્વાનો અને ગુણીજનોનું આવવું થવા લાગ્યું ત્યારે ભોજરાજની સભામાં બિરાજતા ચૌદસો પંડિતોએ અન્ય પંડિતોનું માન ખંડન કરવા એવી એક યુક્તિ રચી ભોજ ભૂપને વિદિત કરી કે-હે ધારાધીશ! આપે જે ઇનામ આપવાની સરસ રચના રચી છે તે ખરેજ સ્તુતિ પાત્ર છે; પરંતુ તેથી વિદ્વાનોની નવિન ચમત્કૃતિઓ

જોઇએ તે પ્રકાશમાં આવતી નથી; માટે જો કૃપાપાત્રને અનુકૂળ જણાય તો આ પ્રમાણે હુકમ થવો ઘટે છે કે—જે કોઇ વિદ્વાન તદન નવિનજ શ્લોક કે જે પૂર્વે કોઇના વાંચવા–સાંભળવામાં પણ ન આવ્યો હોય તેવો આવીને કહે તો તેને યોગ્ય ઉત્તેજન આપવું, જેથી નવિન નવિન ચમત્કૃતિવાળા શ્લોકોની રચના કરનારા વિદ્વાનો પ્રકાશી નિકળશે અને તેના વડે અન્ય જનોના હૃદયમાં પણ તેવી ચમત્કૃતિ ઉત્પન્ન થશે. ”

આવા પ્રકારની રચનાનાં વાક્યો સાંભળી ભોજરાજે પણ તે માટે અનુમોદન આપ્યું અને તેજ પ્રમાણે ગોઠવણ પણ અમલમાં આણી.

આ ગોઠવણ કરાવવામાં પંડિતોનો એ હેતુ સમાયલો હતો કે—એ પંડિતો પૈકી કોઇ એક પાઠી ( નવિન શ્લોક એકવાર સાંભળવાથી આવડી જાય તે ), કોઇ દ્વીપાઠી ( બેવાર સાંભળવાથી આવડી જાય તે ) ત્રિપાઠી ( ત્રણવાર સાંભળ્યે આવડે તે ), ચતુઃપાઠી ( ચારવાર સાંભળવાથી આવડી જાય તે ) વગેરે વગેરે પંડિતો હતા, જેથી જે કોઇ નવીન શ્લોક બનાવીને લાવે અને ભોજરાજ અગાડી કહે કે, તે પંડિતો પૈકી એકપાઠી પંડિત કહેતો કે આ શ્લોક તો જુનો છે, મને પણ આવડે છે એમ કહી કહી સંભળાવતો. જ્યારે આવનાર પંડિતના મુખથી અને એક પાઠીના મુખથી એમ બેવાર તે શ્લોક સાંભળવામાં આવવાથી દ્વિપાઠી પણ તેજ શ્લોક બોલી ઉઠતો અને એ ત્રણેના કનેથી શ્લોક સાંભળવાથી ત્રિપાઠી પણ બોલી સાંભળતો. આમ એક પછી એક તે શ્લોક કહી સંભળાવી આવનાર પંડિતને ખોટા બોલો ઠરાવી જેમનો તેમ પાછો કહાડી મુકાવતા અને પોતાના સિવાય અન્ય કોઇનું પગલું જામવા દેતાજ નહી. આ છુપા ભેદની ભોજરાજને ખબર ન હોવાથી આ પ્રમાણે તે પંડિતોની કૃતિ નિહાળી અત્યાનંદિ થઇ કહેવા લાગ્યો કે—“ વાહ ! સાબાસ છે ! ! મારા સભાજીત પંડિતવર્યો તમે જે યુક્તિ શોધી છે તેથી ખરા ખોટા પંડિતનું તુરતજ પારખું

થઇ આવે છે અને તિજોરીને નુકશાન થતું નથી એ માટે હું આપનોજ આભારી છું." આ પ્રમાણે નરવરનું બોલવું સાંભળી તેઓ મહા સુખ માનવા લાગ્યા.

આ પ્રમાણે કેટલેએક વખત તો તે પંડિતોએ રેતમાં નાવ ચલાવી હજાનો ખજાનાના પેટ ઉપર પાટુઓ મારી, જો કે આ પ્રકાર કવિ કુલગુરૂ કાલિદાસને બિલકુલ રૂચતો નહતો, પરંતુ સમય આવ્યા વગર રાજ કાજના રંગમાં હાથ નાંખવો એ અયોગ્ય હોવાથી આંખ આડા કાન કરી હાજી હાજી કરી તેમણે સર્વનાં મન ખુશીમાં રાખ્યાં, પણ સમય મળ્યાની ખોળ નિરંતર ચાલુજ હતી. તેવા સમયમાં એક વિદેશી વિપ્ર ત્યાં આવી ચડ્યો અને તેનો બનાવેલો શ્લોક પંડિતોની કૃતિ આગળ જુનો ઠરવાથી બીચારો નિરાશ થઇ પાછો વળ્યો; પરંતુ તેનાં પ્રારબ્ધના પૂર્ણ બળથી કવિવર કાલિદાસની મુલાકાત માર્ગમાંજ થઇ ગઇ અને તે બ્રાહ્મણની ઉતરી ગએલી મુખાકૃતિ જોઇને હકીકત પુછતાં પંડિતોની અઘટિત ઘટનાને ઉઘાડી પાડવાની તક મળી, તેથી તેને એવી ચમત્કૃતિ ભરેલો નવીન શ્લોક રચીને આપ્યો કે મહારાજાની કે તેઓ પંડિતોથી આ શ્લોક જુનો છે એમ જરા પણ બોલી ન શકાય તેવી યુક્તિ ગોઠવી પત્રમાં લખી તે વિપ્રને આપીને કહ્યું કે— "હે દ્વિજવર! આ શ્લોકને બરાબર મુખપાઠે કરી રાજસભામાં કહી સંભળાવજો જેથી તમારો મનોરથ સિદ્ધ થશે."

આ પ્રકારે યુક્તિ રચી આપી બ્રાહ્મણનો વિદાય કરી પોતે પોતાને પંથે પરવર્યો અને બ્રાહ્મણે પણ તે લાભદાતા યુક્તિને કવિવરના કહેવા પ્રમાણેજ અમલમાં આણી રાજસભામાં તે શ્લોક કહી સંભળાવ્યો કે—

**स्वस्ति श्री भोजराज त्रिभुवन विजयी धार्मिक. सत्यवक्ता**
**पित्राते प्रगृहीता नवतिनवयुता रत्न कोट्यो मदीया: ॥**
**तास्त्वं देहीति राजन् सकल बुधजनै ज्ञायते सत्यमेतत**
**नोवाजानांथि यत्तत प्रकृतिरथवा देहिलक्षंततोमे ॥**

હે ભોજરાજ ! તું ધાર્મીક અને સત્ય બોલનાર છે એ ત્રિભુ-વનમાં વિદિત છે માટેજ તમને કહુંછું કે-તમારા પિતાશ્રીએ મારી કનેથી નવાણું કોટી રત્નો લીધાં છે તે મને આપવાં એ સાચું છે. આ રત્નો આપ્યા બદલ તમારી સભામાં બેસનારા પંડિતોજ જાણે છે, સાક્ષિદાર છે અને તે જો નથી જાણતા તો આ શ્લોક તદન નવિનજ છે એમ જાણી ઠરાવ મુજબ લાખ રૂપીઆ મને આપો.

આવો ભાવ ભર્યો શ્લોક સાંભળી મચ્છગા પંડિતો ચુપ થઇ ગયા; કેમકે જો આ શ્લોક જુનો છે એમ કહે તો રાજાની પાસે શ્લોક કહે-નાર બ્રાહ્મણનું લ્હેણું છે એ સાબેત થઇ જાય અને એ લ્હેણું ચુકવતાં રાજપાટ ચોપાટ સમાન થઇ જાય, તેવો પ્રકાર હોવાથી આ શ્લોક નવિન છે એમ કહ્યા વિના છુટકોજ નહોતો. તેથી આ શ્લોક નવિન છે એમ વગર ઉપાયથી કહેવુંજ પડયું. જેથી પ્રતિજ્ઞા પ્રમાણે લાખ રૂપૈયા આપી તેને વિદાય કર્યો અને તે વિપ્ર પણ કાલિદાસનો ગુણ ગાતો પોતાના સ્થાનકે જઇ સુખાનંદ વિલસવા લાગ્યો.

**વાર્તાનો સાર**—વાર્તા ઉપરથી ખુલ્લોજ સમજાય છે.

## વાર્તા અગીઆરમી.

જે લોકો મોહરૂપી મદિરાથી ઉન્મત્ત થઇને શરીર ઉપર અને જગતની સ્થિતિ ઉપર વિશ્વાસ રાખે છે તેઓને વારંવાર ધિક્કાર છે! ધિક્કાર છે!!

યોગવાસિષ્ઠ.

એક સમય મહારાજ ભોજરાજ વિલાસભુવનની અગાસી ઉપર રાત્રીના વખતે સુઇ ગયા હતા. તે વખતે કોઇ એક બ્રાહ્મણ અતિ દરિદ્રતાથી પીડાવાના કારણથી ચોરી કરવાનો ધંધો આદરેલો, તે ત્યાં

રાજમહેલમાં ચોરી કરવાના ઇરાદેથી આવી પહોંચ્યો અને ચોરોની યુક્તિઓ અમલમાં આણી મહેલમાં દાખલ થયો. જ્યાં મહારાજાધીરાજનો ખજાનો હતો ત્યાં પેસીને ક્યા પદાર્થો લઇ જવાથી જન્મનું દારિદ્રય દૂર થાય તેમ છે, તે જોવા લાગ્યો. જો કે ચોરી કરવા આવેલો હતો; તોપણુ જાતિ સ્વભાવના કારણુથી અને નિરંતર ચોરી કરવાનો અભ્યાસ ન હોવાથી રત્નો, સોનું, દાગીના તથા વિવિધ પ્રકારના બહુ મુલ્યવાન પદાર્થો જોઇ વિચારવા લાગ્યો કે– પુરાણુ અને કર્મવિપાકાદિ શાસ્ત્રોમાં રત્ન સોનું કે તેવીજ બીજી વસ્તુઓ ચોરનારને મહાન રાજરોગો ઉત્પન્ન થાય છે અને નરકનાં દુઃખો વેઠવાં પડે છે, એમ કહેલું છે તો પછી કુટુંબના પોષણુને માટે હું એકલોજ પાપનો ભોકતા થાઉં એ ખરેજ મારી મોટી મૂર્ખાઇ છે! માત્ર પેટ પોષણુ માટે કંઇ વસ્તુ જોઇએ તો તેવી અન્નાદિ વસ્તુ અહીં જણુાતી નથી અને જણુાય તો તે તો ભિક્ષાવૃત્તિમ પણુ ક્યાં પ્રાપ્ત થતી નથી! માટે એટલા સારૂ ચોરી કરી મહાપાપને હોરી લેવું એ કેવળ ગાંડાઇનોજ નમુનો છે.”
આ પ્રમાણે વૈરાગ્ય દશામાં મગ્ન થએલો તે ચોરી કરવા આવેલો બ્રાહ્મણુ પોતાની સદ્‌વિચારણુાને આગળ ચલાવતો હતો તેવામાં ભોજરાજની નિંદ્રા દૂર થઈ અને સુંદર સુકોમળ શય્યા ઉપર બેઠો થઇને દેવાંગનાઓને લજાવે તેવી સ્વરૂપવાન પોતાની રાણીઓને મણીમુક્તાફળોથી ભુષિત જોઇને તેમજ મદવંતા હાથી પાણીપંથા ઘોડા પવન વેગવાળા રથ અને રણુશુરા પાયદળ પુરૂષો વગેરેની સામગ્રીનું ચિંતવન કરી મનમાં મસ્ત થઇ અપાર સુખ માનતો રાજ્યસુખાનંદના ભારથી કહેવા લાગ્યો કે–

**चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः**
**सद्बान्धवाः प्रणयगर्भगिरश्च भृत्याः ॥**
**वल्गन्ति दन्तिनिवहा स्तरलास्तुरंगाः**

ચિત્તને હરણ કરનારી યૌવન મદથી છકેલી યુવતીઓ પણ મારા આધીન છે, મિત્રો પણ અનુકૂળ છે, બાન્ધવો પણ ઉત્તમ છે. નમ-નતાઇ ભરેલી વાણી બોલવાવાળા નોકરો છે, હાથીઓ ઝુલતા ચિંઘાર કરે છે. ઘોડા પણ થનથનાટ કરી રહેલા છે અર્થાત આ પ્રમાણે મન માનતી રીતે જોઇએ તેવા પદાર્થો સ્વાધીન છે તો હવે અન્ય અધિક શું જોઇએ ! આવા ગર્વાનંદના ભાવયુક્ત શ્લોકનાં ત્રણ પદો બનાવ્યાં, પણ તેનેજ લગતા ભાવને મજબુત કરનારૂં ચોથું ચરણ બંધ બેસતું ન આવવાથી ફરી ફરીને ઉપરનાં ત્રણ પદો ઉલટાવ્યા કરતો હતો, તે જોઇ પેલા ચોરી કરવા આવેલા બ્રાહ્મણના અંતરમાં વૈરાગ્યની ઉર્મીઓ ઉપરા ઉપર સ્ફુરાયમાન થયા કરતી હતી, તેથી પોતાની વૈરાગ્ય દશાને પુષ્ટિ આપવા તથા રાજાને યોગ્ય ટકોર દેવા પોતાની દશા ભૂલી જઇને અર્થાત્ અહીં હું શું કરવા આવેલો છું અને બોલીશ તો પછીથી મારી શી વલે થશે તેનું ભાન ન રાખતાં બોલી ઉઠયો કે—**સંમીલને નયનયોર્નહિ કિંચિદસ્તિ**—( એ સર્વ વસ્તુઓ અત્યારે સ્વાધીન છે, પણ ) જ્યારે આંખ મીંચાઇ ગઇ કે તેઓમાંનું કશું પણ તમારૂં નથી ! ( માટે તે ક્ષણભંગુર પદાર્થો ઉપરનો પ્રેમ છોડી દઇ સત્ય વસ્તુને સિદ્ધ કરી લ્યો જેથી અખંડ સુખને પ્રાપ્ત કરશો. )

આ પ્રમાણે પ્રમાણયુક્ત યોગ્ય પ્રકારે સંબંધને અનુસરતું વિદ્વતા ભરેલું ગેબી અવાજરૂપે ચોથું ચરણ સાંભળી વિસ્મય પામી ચોદિશ દૃષ્ટિ ફેરવતાં ચોર નજરે પડયો, પણ તેની આવી અસરકારક ઉપદે-શની વાણી સાંભળી તેના ઉત્તમ ગુણને લોભાઇ તથા તેની સાથે વાત કરતાં તેને ઉત્પન્ન થએલી વૈરાગ્ય દશાને નિહાળી પ્રસન્ન થઇ એક અમુલ્ય હીર કંકણ આપી કહ્યું કે-" હે દેવ ! આ કંકણ ઘણી કીંમત વાળું છે માટે થોડી કીંમતમાં વેચશો નહી અને હવે જેમ આવ્યા તેમ ગુપ્ત પ્રકારે તમારા રસ્તે ચાલ્યા જાઓ " એમ કહી તેને ત્યાંથી

વિદાય કર્યો એટલે તે પણ પોતાની કૃતિના બળથી રાજમહેલથી ઉતરી ઘેર પહોંચ્યો.

બીજે દિવસે તે બ્રાહ્મણે બજારમાં—ચોકસી બજારમાં જઇ તે કંકણને વેચી બહુ દ્રવ્ય પ્રાપ્ત કરી ઘટતો પોષાક અને યોગ્યમુલ્ય દાગીનાઓ વાસણો અને ખાનપાનના પદાર્થો ખરીદી ઘર ભણી જતો હતો; તેવામાં ગુપ્ત રાજસેવકોના જોવામાં આ વૃત્તાંત આવવાથી કંગાલની પાસે અમુલ્ય કંકણ ક્યાંથી હોય માટે અવશ્ય ચોરીનો માલ છે,' એમ જાણી તેને તુરત કબજે કરી મહારાજા હજુર લાવી ખડો કર્યો. ત્યાં ભોજરાજે તે બ્રાહ્મણને પુછ્યું કે—હે વિપ્ર ! પહેરવાને અંગ ઉપર પુરાં કપડાં પણ નથી; છતાં આટલો માલ ખરીદવા જોગ નાણાં અચાનક ક્યાંથી હાથ લાગ્યાં ? "

આ પ્રમાણે ભોજરાજનું બોલવું સંભળી તે બ્રાહ્મણે કહ્યું કે—

भेकैःकोटरशायिभिर्मृतमिव क्ष्मान्तर्गतं कच्छपैः
पाठीनैः पृथुपंकपीठलुठनाद्यस्मिन्मुहुर्मूर्छितम् ॥
तस्मिन्शुष्क सरस्यकालजलदे नागत्यतच्चेष्टितं
यत्राकुंभनिमग्नवन्यकारणां यूथैः पयः पीयते

"જ્યાં દેડકાં મરેલા જેવાં થઇ પોલાણમાં સંતાઇ રહેલા હતા, કાચબાઓ પૃથ્વી ઉપર પડી રહેલા હતા અને માછલાં પણ કઠોર ગારામાં તરફડતાં લોટનાં મૂર્છાવંત થઇ રહ્યાં હતાં, એવાં સુકઇ ગએલાં તળાવમાં વગર ઋતુએ અચાનક મેઘે આવીને વૃષ્ટિ કરી, તેથી દેડકાં કાચબાઓ અને માછલાંઓ પોતપોતાની પુરેપુરી ચેષ્ટા કરવા લાગી ગયાં અને વનના હાથીઓનાં ટોળાં પણ ત્યાં આવીને ન્હાવા અને પાણી પીવા લાગ્યાં. "

આ પ્રકારનો ઉક્તિ યુક્ત શ્લોક સાંભળીને રાજા અતિ પ્રસન્ન

થયો અને રાતે ચોરને આપેલા વીર કંકણની સુરતા આવી, તેથી તેને પૂર્ણપણે ઓળખી તેની અદ્દભુતરસ લાલિત્યતાવંત પદ રચના જોઇ પુન: યોગ્ય શિરપાવ આપી તેને વિદાય કર્યો.

વાર્તાનો સાર એ છે કે–મહારાજ ભોજ કેવો ઉદાર ગુણગ્રાહી અને વિદ્યાનુરાગી હતો ? કે જેણે ચોરી કરવા પેઠેલા ચોરને દંડના બદલામાં અમુલ્ય પારિતોષ આપ્યો ! ધન્ય છે એવા તત્વવેષી ધરણી પતિને ! ! બીજો દાખલો એ લેવાનો છે કે–વિદ્યા ભણેલો માણસ ગમે તેવા દુષ્ટ સંગથી દુષ્ટાચારને આદરે તદપિ પોતાના જ્ઞાન બળથી પ.છો તુરત શુદ્ધિમાં આવે છે માટે જ્ઞાન એજ માર્ગ ભ્રષ્ટ થયેલા જનને સન્માર્ગે પ્રેરવા સર્વોતમ સાધન છે. ત્રીજો એ સાર સમજવાનો છે કે પોતાનામાં જો ગુણ હોય છે તો તે કોઇ વખતે ખરી અણી સાચવી મ્હોતના પંજામાંથી છોડાવી પૂર્ણ સુખની દશાને દેખાડે છે માટે દરેક મનુષ્યે એકાદો પણ પૂરેપૂરો સાચો ગુણ શીખી રાખવો. ચોથો એ પણ સાર લેવાનો છે કે ઉતમ પદાર્થો મળ્યા છતાં પણ ધર્મશાસ્ત્રમાં સ્થિત રહી ચોરવાં નહી અને ચલિત થએલા ચિત્તને સમ.ધાનીમાં લાવી જો પરભવનો ડર રાખે તો તે જનને અવશ્ય એ નેકીનો ઉત્તમ બદલો મળે છે માટે હમેશાં ભ્રમિત થયેલા ચિત્તને ઠેકાણે લાવવા ઉદ્યમ આદરવો.

---

## વાર્તા બારમી.

એક સમય ભોજરાજ સ્નાનમંજન કરવા બેઠા હતા, તે વખતે ચતુરદાસીઓ સોનાના ઘડામાં સુંદર સુવાસિત જળ ભરી કોઇ નવરાવતી હતી, કોઇ જળ ભરી લાવતી હતી તો કોઇ સુવાસિત તેલ

મર્દન કરી રહી હતી તે સમય સીડી ઉપરથી કામથી આતુર થએલી કામિનીના હાથમાંથી પાણીનો ખાલી ઘડો પડી ગયો એટલે અથડાતો અથડાતો નિચે જઇ પડયો, તેથી તે વેળાએ થએલો ઘડાનો અવાજ ધ્યાનમાં રાખી એક ઉપેંદ્રવજ્રા છંદનું છેલ્લું ચરણ 'ટટંટટંટંટટટટંટટંટં' આ પ્રમાણે રચ્યું અને ત્યાર પછી ન્હાઇ વસ્ત્રઆભૂષણ પહેરી ભોજન જમી રાજસભામાં પધાર્યા. જ્યારે રાજસિંહાસન ઉપર સ્થિત થયા ત્યારે કવિમંડળપ્રતિ પ્રશ્ન કર્યો કે—" જે કહું છું તે ચરણનાં પાછળનાં ત્રણ પદો તેમાં રહેલા ભાવને પૂર્ણપણે મળતાં આવે તેવાં રચી મારા મનનો સંદેહ દુર કરો. " એમ કહી તે ચરણ કહી દેખાડયું, પણ તે ચરણ અજબ કૃતિવાળું હોવાથી તેનો સંબંધ શી રીતે મળતો લાવવો, તે વિષે કોઇને ગમ પડી નહી. છેવટે એ સમસ્યાની પાદપૂર્તિ માટે કવિશ્વર કાલિદાસને પુછવામાં આવ્યું એટલે તેમણે કાલિદેવીના પ્રતાપથી અંતરગત ભાવસહ પાછળનાં ત્રણ પદ પૂર્ણ કરી આ પ્રમાણે કહી બતાવ્યાં કે—

**राज्याभिषेकेमदविव्हलाया हस्तागतोहेमघटोयुवत्याः ॥**
**सोपानमार्गेषुकरोतिशब्दं टटंटटंटंटटटटंटटंटं**

રાજાના અભિષેકમાં યૌવન મદથી વિવ્હલ થએલી યુવતીના હાથમાંથી સોનાનો ઘડો સીડી માર્ગેથી ટટંટટંટંટટટટંટટંટં આ પ્રમાણે શબ્દ કરતો પડી ગયો. "

આ પ્રકારે મનમાં રહેલી વાર્તા વિષેની રચના રચી કહી સંભળાવી કે—મહારાજા ભોજ સિંહાસનથી ઉઠી ઉભા થઇ કવિવરના ચરણમાં વારંવાર પ્રણામ કરી અક્ષર અક્ષર પ્રતિ લક્ષ લક્ષ રૂપિયાનો શિરપાવ કર્યો.

**વાર્તાનો સાર ખુલ્લોજ છે.**



શ્રી

# કાળીદાસ અને રાજાભોજ

## ની મનોરંજક વાર્તાઓ.

## ભાગ ૩ જો.

---

### વાર્તા તેરમી.

---

સર્વ જનમાં વિદ્વાનજ માન પામે છે પ્રખ્યાતિ મેળવે છે, મુહત્વ-પણાને પ્રાપ્ત કરે છે અને ન મળવા સરખી વસ્તુ પણ વિદ્યા વડેજ સેહેજમાં પ્રાપ્ત થાય છે માટે સર્વત્ર વિદ્યાજ પૂજ્ય છે. વૃદ્ધ ચાણાક્ય.

કોઇ સમય મહારાજ ભોજરાજે પોતાના માટે એક અલૌકિક રચનાવાળો વિલાસ મેહેલ બંધાવ્યો અને જ્યારે તે મેહેલ પૂર્ણ થયો ત્યારે તેણે વાસ્તુ કરવા માટે શુભ મુહુર્ત જોવરાવી અમુક દિવસ નિર્માણ કર્યો; પરંતુ વાસ્તુ કર્યા પહેલાં તે મેહેલમાં એક બ્રહ્મરાક્ષસે વાસ પુર્યો, જેથી જે કોઇ તે મહેલમાં રાતે સુઇ જતું તેને તે રાતે મારી નાખતો હતો. જ્યારે આ પ્રકાર મહારાજાની જાણમાં આવ્યો ત્યારે બહુ દિલગીર થયા અને સારા સારા મંત્રશાસ્ત્રીઓને બોલાવી તે બ્રહ્મરાક્ષસને ત્યાંથી હઠાવવા મંત્ર પ્રયોગો કરાવવા શરૂ કર્યા, પણ તેથી બ્રહ્મરાક્ષસ તો તે સ્થળથી હઠયો નહી; પરંતુ જે તેને હઠાવવા ગયા તે આ દુનીયામાંથી હઠી પરલોક સુધી જઇ પહોંચ્યા. આ પ્રમાણે જ્યારે જે તેને હઠાવવા જતા તે મરી જતા જોયા ત્યારે મહા

રાજા નિરાશ થઇ વિચારવા લાગ્યા કે–" હવે શું કરવું ? ખરચેલું પુષ્કળ દ્રવ્ય નકામું ગયું અને સેંકડો જનના જીવ ગયા; છતાં પણ કશું કાર્યની સિદ્ધિનું રહસ્ય પ્રાપ્ત થયું નહી." આ પ્રમાણે શોકવશ થઇ વિચાર ચલાવતા હતા એવામાં કાલિદાસનું આવવું થયું અને મ્લાન મુખ જોઇ પ્રશ્ન કર્યો કે–" પ્રભો ! આવી શું મોટી ચિંતા આવી લાગી છે કે સુંદર મુખચંદ્ર ગ્લાનીને પ્રાપ્ત થએલ છે ? મનમાં ન મુઝાતાં સ્વજન આગળ તુરત પ્રકાશવી જોઇએ, જેથી અકળામણ મટે છે અને ગુંચવાડા ભર્યા કાર્યનો નિસ્તાર થવા રસ્તો હાથ લાગે છે માટે સુખેથી ફરમાવો જેથી મારા પણ જાણવામાં આવે." આવું કાલિદાસનું બોલવું સાંભળી ભોજરાજે કહ્યું કે–" મિત્રવર ! જે ચિંતા છે તે તારા જાણવામાં જ છે કે જે વિલાસના હેતુ માટે રમણીય મહેલ બંધાવ્યો છે તેમાં વાસ્તુ કરવાનો વખત હાથ લાગતોજ નથી; કેમકે હજારો ઉપાયો કર્યા છતાં પણ બ્રહ્મરાક્ષસ તે સ્થળ છોડતો નથી તેથી દિલગીર છું કે તે માટે હવે કયો ઉપાય લેવાય તો તે ચિંતા મટે ?"

કાલિદાસે વિનવ્યું કે–હે નૃપેંદ્ર ! મારા જાણવા પ્રમાણે એ બ્રહ્મરાક્ષસ સકળ શાસ્ત્રનો જાણનાર હોવો જોઇએ માટે શાસ્ત્રબળ સિવાય તે વશ થનાર નથી. કહ્યું છે કે—

લોભી મનુષ્યે ધનથી, ક્રોધીને પ્રણામથી, ગુણીજનને વિનયથી, વિદ્વાનને પ્રમાણયુકત પવિત્ર શાસ્ત્ર પ્રશ્નોથી, સ્ત્રીને ડોળદિમાગથી તથા કૃત્રિમ પ્યારથી, ઉત્તમને સન્માનથી, નીચને પ્રશંસાથી અને મૂર્ખને તેના કહ્યા પ્રમાણે કામો કરવાથી પોતાના વશ કરી લેવો. માટે એ બ્રહ્મરાક્ષસને મારા બુદ્ધિબળ રૂપી મહામંત્રથી પ્રસન્ન કરીશ.

આવું કાલિદાસનું વાક્ય સાંભળી ભોજરાજે જણાવ્યું કે–" મારા સાચાસ્નેહી ! હું તમને તે ઠેકાણે જવા દેવા ખુશી નથી, ભલે એ

મહેલ વિના ચાલશે, પણ કદાચ ધાનકીના સપાટામાં સપડાઈ જાઓ તો પછી ખરી ખોટ પૂરી પાડવા માટે કયો ઉપાય મેવો તે નવાણું ટકાના જોખમની વાર્તા મને જરા પણ રૂચતી નથી." કાલિદાસે કહ્યું કે—"નેક નામદાર ! આપ જરાપણ ચિંતા ન રાખો, મેં સાંભળ્યું છે કે રાતના દરેક પહોરોએ બ્રહ્મરાક્ષસ શાસ્ત્ર તત્વના પ્રશ્નો પુછે છે, પણ તે પ્રશ્નોના ઉત્તર ત્યાં જનારથી અપાતા નથી ત્યારે તેનું ભક્ષણ કરી જાય છે માટે તેના પ્રશ્નોના ઉત્તરો દેવી પ્રસાદથી સારી રીતે આપી આપનું કામ ફતેહ કરી ક્ષેમપૂર્વક પ્રભાતે પાછો આવીશ માટે આપ ખુશીથી આજ્ઞા આપો." આવા પ્રકારનું કાલિદાસનું ભાષણ સાંભળી ભોજરાજે કહ્યું કે હું તો એ વિષે અનુમોદન આપવા ખુશી નથી, પણ જો તમારી પૂર્ણ હિંમત હોય તો તે માટે જેમ રૂચે તેમ કરો. સંધ્યા સમય કાલિદાસ દેવીનુ સ્મરણ કરી તે વિલાસ ભુવનમાં જઈને ગુપ્તપણે રહ્યો. રાત્રીના પહેલા પહોરમાં મનુષ્યનું આગમન થયું જાણી બ્રહ્મરાક્ષસ તેનું ભક્ષણ કરવાના હેતુ માટે આવી ઉભો રહ્યો, પણ વિચારવા લાગ્યો કે—" આ પ્રાકૃત પુરૂષ નથી પણ કોઈ દેવાંશી પુરૂષ છે માટે રહસ્ય ગર્ભિત સમસ્યાજ પુછવી યોગ્ય છે, જો સમસ્યા પુર્ણ નહી કરી શકશે તો પછી યમને માળવો ક્યાં દૂર છે ! તુરતજ ભક્ષણ કરી ચાલ્યો જઈશ." એમ વિચારી કવિ કુળગુરૂને પુછ્યું કે—**सर्वस्यद्वे** સમસ્ત પ્રાણીને બે વસ્તુજ છે ? તે સાંભળી કાલિદાસે કહ્યું કે—**सुमति कुमति संपदापत्ति हेतू**—સુમતિ અને કુમતિ તે પૈકી સુમતિ સંપત્તિનું કારણ અને કુમતિ વિપત્તિનું કારણ એજ સર્વને બે બે વસ્તુઓ ભાગ્ય પ્રમાણે પ્રાપ્ત છે !

આ પ્રમાણે પ્રથમ પોહોરે ઉત્તર સાંભળી બ્રહ્મરાક્ષસ ચાલ્યો ગયો જ્યારે બીજને પોહોર થયો ત્યારે ફરી બ્રહ્મરાક્ષસે આવીને પુછ્યું કે—**वृद्धोयुवा** વૃદ્ધ પુરૂષનો યુવા સ્ત્રીની સંગાથે ! કવિએ કહ્યું કે—

**सततपरिचयात्त्यज्यते कामिनीभिः** પરિચય થવાથી સ્ત્રીઓ તજી દે છે. આ પ્રકારે બીજે પોહોર ઉત્તર મળ્યો જાણી ચાલ્યો ગયો. જ્યારે ત્રીજા પોહોરની સંધિ થઇ ત્યારે ફરી બ્રહ્મરાક્ષસે આવીને પુછ્યું કે—**एको गोत्रे** ગોત્રમાં મુખ્ય ? કવિ બોલ્યો કે—**समवति पुमान् यः कुटुंबं बिभर्ति** તેજ પુરૂષ છે કે જે કુટુંબનું પોષણ કરે–ધારણ કરે. આવી રીતનો ત્રીજે પોહોરે ઉત્તર મળ્યો જાણી બ્રહ્મરાક્ષસ ચાલ્યો ગયો અને જ્યારે ચોથો પોહોર થયો ત્યારે છેવટનો બ્રહ્મરાક્ષસે પ્રશ્ન પુછ્યો કે—**स्त्रीपुंवच्च** સ્ત્રી પુરૂષની પેઠે આવું ભાષણ સાંભળી કવિએ ઉત્તર આપ્યો કે—**प्रभवती यदा तद्धि गेहं विनष्टम्** જ્યારે પ્રભુતા પામે છે ત્યારે તે ઘર નાશ પામે છે અર્થાત્ પુરૂષ સમાન સ્ત્રીને મોટાઇ મળવાથી ઘર સાચવવામાં બેદરકાર રહે તો ઘર માલ વિનાનું થઇ જાય છે.

આ પ્રકારે ચારે પોહોરના પ્રશ્નોના પૂર્ણ સંતોષકારક નીતિ-મય યુક્ત ઉત્તર મળવાથી બ્રહ્મરાક્ષસ અતી પ્રસન્ન થયો. પ્રાતઃકાળે કવિને આવી ભેટયો અને કહેવા લાગ્યો કે—" હે સુમતિવંત ! હું પ્રસન્ન છું અને આપને કયા વરની વાંચ્છના છે ? " આવું બ્રહ્મરાક્ષસનું ભાષણ સાંભળી કાલિદાસે કહ્યું કે—" હે ભગવન્ ! જો આપ પ્રસન્ન છો તો આ મકાનને છોડી દઇ કોઇ બીજા મકાનમાં જઇ નિવાસ કરો " આ પ્રમાણે કવિરાજની માગણી સાંભળી એ મકાનથી પોતે નિકળી અન્ય સ્થળે ગયો અને ત્યાર પછી કાલિદાસે પ્રસન્ન વદનથી શ્રીમન ભોજ-ભૂપતિના સમીપ આવી આશિર્વાદ દીધો અને ત્યાં થએલી હકિકત કહી સંભળાવી. આ આશ્ચર્ય સહ હર્ષપ્રદ પ્રકાર નિહાળી ભોજરાજ અત્યંત પ્રસન્ન થયો અને કવિના માન અકરામમાં ઘણોજ વધારો કર્યો.

**વાર્તાનો સાર** એ છે કે—અન્ય સર્વ બળથી વિદ્યાબળ વિશેષ બળવાન છે. દેવ, દનુજ, નર, નાગ, પશુ, પક્ષિ અને જગતના ચરા-

ચર પ્રાણી માત્રને વિદ્યા સ્વાધીન કરી શકે છે; માટે જો જગતમાં ઉત્તમ પ્રકારની પ્રસિદ્ધિ મેળવવી હોય અને ઉત્તમ ગતિ સંપાદન કરવી હોય તો કેવળ વિદ્યાદેવીનોજ પૂર્ણપણે આશ્રય કરો.

## વાર્તા ચૌદમી.

વિચાર એજ સર્વ કાર્યસિદ્ધિનું રહસ્ય છે: પરંતુ તેમાં પણ પૂર્વાપરના સંબંધને તપાસી લાભાલાભ અને સત્યાસત્યનો પૂર્ણપણે વિચાર કરવો. જો ખુબ મનસાથે વિચાર કરીને વિચરે તો તે જન કદાપિ કાળે કષ્ટ પામતોજ નથી. પ્રસ્તાવિક.

એક સમય ભોજરાજ પોતાની પટરાણી તથા બાલકુમાર સહિત શયનગૃહમાં સુખશય્યામાં નિદ્રાવસ્થ થયેલ હતો, તે સમય રંગમેહેલની ડોઢી ઉપરજ અંગ રક્ષકો કે જે પરમ વિશ્વાસુ ચતુર અને વિચિક્ષણ હતા તેઓ એક એક પહોરે પેહેરો બદલાવતા હતા, તે પૈકી પહેલો અંગરક્ષક જ્યારે પેહેરા ઉપર પૂરેપૂરી ખબરદારીથી મહારાજાના અંગની ચોકી કરતો હતો તે વખતે એક વિષધર સર્પ આવી જ્યાં મહારાજા સુતેલા છે ત્યાં ઉપર ટીંગાઇ પોતાના મુખમાંથી ઝેરી લાળ ગેરવવા લાગ્યો, તે પ્રથમ પહેરેગીરના જોવામાં આવ્યું, તેથી આસ્તેથી તે જગ્યોએ આવી હસ્તલાઘવપણાથી તરવાર વાપરી નાગના બે કકડા કરી નાંખ્યા, તથાપિ ઝેરી નાગના પડેલા વિભાગ ઉછળ્યા કરતા હતા, તેથી તરવાર વડે ટુકડે ટુકડા કરી એક છાબમાં ભરી પલંગ નીચે છાબ મૂકી દીધી અને મહારાજાના અંગ ઉપર તપાસવા લાગ્યો; પરંતુ તેમના શરીર ઉપર તો ઝેરી લાળ જોવામાં આવી નહી, પણ પટરાણીના સ્તન ઉપર ઝેરી ગરળ પડેલ જોવામાં આવવાથી વિચારવા

લાગ્યો કે ' જો આ વખતે કશી પણ ચેતવણી આપવા મહારાણીને જગાડું તો મ્હોટાં લોકો કાશીના કરવત સમાન હોય છે તે અવળું અને સવળું બન્ને તરફ વ્હેરી કહાડે અને ન જગાડું તો હમણાં રાજકુમાર રૂદન કરશે અને તેને સ્તનપાન કરાવશે તો ઝેરના સ્પર્શથી કુમારનું તુરત મૃત્યુ થશે માટે અન્ય ઉપાય ગોળું. એમ વિચારી રૂના પુમડા વતે સઘળું ઝેર લુછી લઇ પછી પોતાની જીભદ્વારા સ્તનની ડીટડી આસપાસનો ઝેરના સ્પર્શવાળો ભાગ ચાટી પાણીનું પોતું ફેરવી સાફ કરી જેવો પોતાના સ્થાન તરફ જવા વળ્યો કે પટરાણીને કાંઇ ઠંડક જેવું લાગવાથી જાગી ગઇ અને જોયું તો પહેરેગીરની પુંઠ જોઇ તેથી પટરાણીના હૃદયમાં શંકાને સ્થાન મળ્યું કે ' આ પહેરેગીરે દુષ્ટ બુદ્ધિ ધરી અહીં આવી મારા સ્તનને સ્પર્શ કરેલો, પણ હું જાગી ગઇ તેથી તુરત પાછો વળ્યો એમાં જરા શંકા જેવું નથી. ' એવા નિશ્ચય ઉપર આવી મહારાજાને જાણ કરી કે–પ્રાણનાથ! પ્રથમ પહેરેગીર દુષ્ટબુદ્ધિવડે મારા સ્તનનો સ્પર્શ કરવા આવ્યો હતો; પરંતુ સ્પર્શ કરતાની સાથેજ હું જાગી ઉઠી તેથી પલાયન કરી ગયો માટે તેને સખ્ત શાસન આપવું ઘટે છે.

આ પ્રમાણે પટરાણીનું બોલવું સાંભળી ભોજરાજને અત્યંત ક્રોધ વ્યાપ્યો અને પહેરેગીરને બોલાવી પ્રથમ પહેરેગીર કોણ હતો? તેની ખાત્રી કરી હુકમ કર્યો કે પ્રાતઃકાળે પ્રથમ પહેરેગીરને શૂળીની શિક્ષા દેવા વધાધિકારીને વરદી આપવી.

આવો કઠોર હુકમ સાંભળી બીજે પહેરેગીરે વિચાર્યું કે–' કાંઇ પ્રથમ પહેરેગીરની ચુક થઇ જાણી નથી; છતાં દેહાંત શિક્ષા ફરમાવવાનું કારણ શું ? ' એમ વિચારી હિમ્મતથી બોલ્યો કે–' ગરીબ પરવર! અમે ચારે પહેરેગીરોએ કોઇ વખતે પણ આપની આજ્ઞાનો ભંગ કર્યો કે અવિવેકતા અસભ્યતાભરી વર્તણુંક ચલાવી નથી, સદા આપની

નિમકહલાલીથી તનમનથી નોકરી બજાવીએ છીએ; છતાં આપ દેહાં-તની શિક્ષા ફરમાવો છો તે પ્રમાણ છે, પણ તે માટે પૂરનો વિચાર કરવો જોઇએ નહી તો નંદગોરીની પેઠે પાછળથી પસ્તાવો થશે.' સુણી ભોજરાજે પુછ્યું કે તે નંદગોરીને શી રીતે પાછળથી પસ્તાવું પડ્યું?' પહેરેગાર બોલ્યો કે—

એક નંદગોરી નામની બ્રાહ્મણી હતી તેણે એક નોળીઆનું બચ્ચું પાળ્યું હતું. તેના ઉપર તેનો અત્યંત પ્યાર હતો એક દિવસે પોતાના ન્હાના બાળકને પારણામાં સુવાડી નોળીઆને તેની ચોકી કરવાનું કહી પોતે પાણી ભરવા ગઇ અને નોળીઓ નિદ્રાવશ થએલા બાળકની ચોકી કરતો હતો; એટલામાં ત્યાં એક કાળોનાગ આવ્યો અને પારણા ઉપર ચઢવા લાગ્યો, તેથા નોળીઆએ જાણ્યું કે મારા ગભરૂભાઇને પાપી નાગ ડંખ દેશે તો મરી જશે. એમ ધારી તે નાગને પારણું ચઢતો ખેંચી પાડ્યો અને તેને મરી નાંખ્યો. તેથી લોહીથી મ્હોડું ભરાઇ ગયું હતું તથા શરીરે પણ લોહીના છાંટા લાગેલા હતા. આ ભાઇના રક્ષણ કર્યાની માને વાત વધામણી આપવાના ઉત્સાહમાં ઘરને ઉમરે જઇ વારંવાર નિહાળવા લાગ્યો. જ્યારે નંદગોરી પાણીનું બેડું ભરી પાછી આવી અને લોહીથી ખરડેલું નોળીઆનું મ્હો જોયું તેથી એકદમ તેના પેટમાં ફાળ પડી કે નક્કી દુષ્ટ નોળીએ મારા બાળકનો પ્રાણ લીધો છે; છતાં મારા સામો શું મ્હોં લઇને આવ્યો છે? એમ વિચારી અંત ક્રોધ સાથે પાણીનું બેડું તેના ઉપર પછાડ્યું, તેથી બિચારો નિરપરાધ નોળીઓ મરણ પામ્યો. જ્યારે નંદગોરી અંદર જઇ જુવે છે તો પોતાનો બાળુડો પારણામાં ખેલ્યા કરતો હતો. આસપાસ નિહાળ્યું તો નાગના ટુકડે ટુકડા પડેલા જોયા ત્યારે તે અતિ પશ્ચાતાપ કરવા લાગી કે 'અરેરે! મેં પાપણીએ કર્યું પણ વિચાર કર્યા વગર સાહસ કર્મ કર્યું! ધિઃકાર છે મારી સમજ અને

ણોતરને ! આ પ્રમાણે અતિ પશ્ચાતાપ કરતી મહા દુઃખી થઇ. તેજ પ્રમાણે આપને પણ પશ્ચાતાપ કરવો પડશે કેમકે—

**સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ.** પછી તો નામવર આપ ધણી છો." આ પ્રમાણે બીજા પહેરેગીરે વાર્તા કહી પોતાનો વખત પૂરો કર્યો.

તદનંતર ત્રીજો પહેરેગીર પહેરા ઉપર ચઢયો ત્યારે પુનઃ રાજાએ તેને હુકમ કર્યો કે પહેલા અને બીજા પહેરેગીરને પ્રાતઃકાળે દેહાંતની શિક્ષા દેવા માટે વધાધિકારીઓને સોંપી દેવા. આ પ્રમાણે રાજાનો કઠોર હુકમ સાંભળી ત્રીજો પહેરેગીર બોલ્યો કે—'પૃથ્વીનાથ ! આપ જે કરો છો તે યોગ્ય છે, પણ સાહસ કર્યા વિના વિચારીને શિક્ષા કરવામાં વિશેષ સુનીતિ સમાયલી છે, જો કે આપના ખોળામા અમારાં મસ્તક છે, જેથી કાપી નાખવા અગર સુંદર શિરપાવથી સુશોભિત કરવા માલિક છો; પરંતુ જેનાં મસ્તક ખોળામાં છે તો તે માટે પુરતો વિચાર કરી ગુન્હેગાર છે અથવા બેગુન્હેગાર છે તે તપાસી પછી જેમ યોગ્ય લાગે તેમ કરવું ઘટે છે, પણ જો સાહસ કરશો તો તલકચંદ શેઠની પેઠે પાછળથી પુર્ણ પસ્તાવો થશે, ભોજરાજે કહ્યું કે—" તે તલકચંદ કોણ હતો ? અને સાહસ કામ કરવાથી કેવા પ્રકારે પસ્તાવું પડયું ? !" ત્રીજો પહેરેગીર બોલ્યો કે—

શિરછત્ર ! અણહિલપુર પાટણનો રહીશ તલકચંદ નામનો મોટો વ્યાપારી હતો, તથા તેની પાસે દ્રવ્ય પણ સારી પેઠે હતું; તદપિ તેણે વિચાર્યું કે—'હાલમાં પરદ્વીપથી આવતા માલમાં અને અહીંયાંથી પરદ્વીપે મોકલાતા માલમાં એકના ચોગણા દામ પ્રાપ્ત થાય છે; પરંતુ જો વાણોતરને મોકલીએ તો તે પોતાનું ઘર તાજું કર્યા પછીજ મારા શ્રેય માટે લક્ષ આપે. કહ્યું છે કે જે માણસ પોતાની દેખરેખ સિવાય ગુમાસ્તાઓ મારફતે બોહોળો વ્યાપાર ખેડે છે તે માણસ અંતે નુક-

હાનીમાં આવી પડે છે. 'માટે આપ સમાન બળ નહીં અને
મેઘ સમાન જળ નહીં' તેથી જાતે જવું એજ વધારે લાભદાતા
છે: તેમ દ્રવ્ય છે એમ જાણી આવતા લાભને માટે બેદરકારી રાખવી
એ પણ મૂર્ખનું કામ છે!' એમ વિચારી પરદ્વિપે જવાની તૈયારી
કરી, પણ એક અડચાણ એ નડી કે પોતે થોડા વખત ઉપર નવયૌ-
વના સ્વરૂપ ગુણસંપન્ન સ્ત્રી પરણ્યો હતો, તે માટે તેના મનમાં
ભરદોળ થવા લાગી કે સ્ત્રીનું ચઢતું યૌવન છે અને હું દૂર દ્વિપાંતરે
જાઉં છું. તેથી કામદેવના વેગમાં વિહ્વલ થઈ તે વખતે અન્ય પુરૂષની
ઇચ્છા કરશેજ. કહ્યું છે કે 'સાસુ ક્યાં સુધી ડાહી? કે વહુ
ન આવે ત્યાં સુધી. સ્ત્રી ક્યાં સુધી સતિ? કે જ્યાં સુધી
એકાંતમાં અવર નર ન મળે ત્યાં સુધી. અને પુરૂષ પ્રમાણિક
ક્યાં સુધી? કે જ્યાં લગી વિપત્તિનું વાદળ પોતા ઉપર
ઘુમ્યું નથી ત્યાં સુધી. માટે ખચિત તે સ્ત્રી કુળમર્યાદાને લોપી
સ્વચ્છંદચારિણી થવાનીજ માટે તેનો એવો બંદોબસ્ત કરવો જોઇએ
કે તેને એકાંત મળવાનો વખતજ ન આવે? એમ વિચારી ચાર વૃદ્ધ
સ્ત્રીઓ કે જે ખાસ પોતાની વિશ્વાસુ અને ઠરેલ હતી તેઓને પોતાની
નવી સ્ત્રી પાસે રાખી યોગ્ય શિખામણ આપી શુભ મહુરતે દ્વિપાંતર
ભણી પ્રયાણ કર્યું અને ત્યાં જઇ અનેક વસ્તુઓ મળતે લાભે વેચી
અને લાભદાયક નવિન વસ્તુઓ વ્હોરી વ્યાપારના કાર્યમાં ગુંથાયો.
પુષ્કળ કમાણીના લોભથી ઘેર આવવા તરફનો વિચાર માંડીજ વાળ્યો;
એટલુંજ નહીં પણ જ્યારે પંદર સોળ વર્ષ થઇ ગયાં ત્યારે એક
દિવસ પોતાની નવી સ્ત્રીના માટે કંઈ વિતર્ક ઉત્પન્ન થવા લાગ્યા,
તેથી પોતાનો વિચાર બદલાયો કે 'બસ હવે તો ગમે તેમ થાય પણ
એકવાર ઘેર જઇ આવવું એ વધારે ઉત્તમ છે.' એમ વિચારી બીજે
દિવસથી વ્યાપાર સંકેલવા માંડયો અને ધીરેધીરે બંધ કરી હીસાબ
ચુકવવા લાગ્યો. ટુંક મુદતમાં સઘળો વ્યાપાર આટોપી લઇ પોતાના

ઘરભણી વળ્યો અને કેટલેક વખતે પોતાને શેહેર પણ આવી પહોંચ્યો; પરંતુ શેઠને એવો વિચાર થયો કે 'જો ખબર આપ્યા વિના ઓચીંતુ ઘેર જવાય તો તમામ ઘરની ચર્ચા જોવામાં આવે !' એમ વિચારી અર્ધ રાત્રિના સમયે એકલોજ શહેરમાં પ્રવેશ કરી પોતાની હવેલીના પાછળની બાજુએથી ચંદનઘોની મારફતે મેડી ઉપર ચઢી જોવા લાગ્યો તો પોતાની સ્ત્રી એક યુવાન પુરૂષને સોડમાં લઇ ભરનિંદ્રામાં નણી છે. આ બનાવ જોઇ શેઠને તો પગના અંગુઠાથી તે માથાની શિખા સુધી ક્રોધજ્વાળા લાગી ઉઠી અને કમરમાંથી તલવાર કહાડી કશો પણ વિચાર ન કરતાં તે બન્ને સ્ત્રી પુરૂષનાં મસ્તક ધડથી જુદાં કરી નાખ્યાં અને તેજ વખતે જે રસ્તેથી આવ્યો હતો તે રસ્તેથી પાછો વળી પોતાના ઉતારે ચાલ્યો ગયો. પ્રાતઃકાળે જાહેર રીતે પોતાને મુકામે આવી જુવે છે તો મહા રો કકલાટ થઇ રહેલો છે અને સરકારી માણસોની ધમાલ ચાલી રહેલી છે. તે જોઇ એકદમ પોતાના સેવકોને પુછવા લાગ્યો કે મારા આવ્યાના સમાચાર મળતાં આનંદનાં વધામણાં થવાં જોઇએ. છતાં શોકનો પોકાર પડી રહેલો છે તેનું શું કારણ ?' આ પ્રમાણે શેઠનું વચન સાંભળી સેવકોએ જણાવ્યું કે આજ રાત્રે કોઇ હરામખોરે ભરનિંદ્રામાં સુતેલ શેઠાણીને અને પુત્રને તરવારને તાબે કરી નાંખ્યાં, જેથી નિર્વંશ નિકળી ગયા. તે અસહ્ય દુઃખના કારણથી રો કકળ ચાલી રહી છે અને તે ગુન્હેગારની તપાસ માટે રાજના સેવકો તપાસ કરી રહ્યા છે. આવું સેવકનું બોલવું સાંભળી શેઠે પુછ્યું કે-'મારે વળી પુત્ર ક્યારે હતો ?' સેવકોએ જણાવ્યું કે જ્યારે આપ દ્વિપાંતરે ગયા ત્યારે શેઠાણીને બે માસનો ગર્ભ હતો, તેથી પુરે માસે પુત્રરત્ન ઉત્પન્ન થયું હતું. તે લગભગ સોળ વર્ષનો થયો હતો, તેને હાથના અંગુઠામાં ખાલી નિકળી હતી, તેથી અત્યંત અસહ્ય વેદના થવા લાગી. તે વેદનાને જરા શાંત થવા તે અંગુઠાને શેઠાણી મ્હેંમાં રાખી બેસતાં ત્યારે જરા શાતા વળતી હતી અને તેજ

પ્રમાણે શાંતિ વાળવા રાત્રે એકાંતમાં બેઠાં બેઠાં નિદ્રાવશ થયાં હતાં. તેવામાં કોઈ દુષ્ટાત્માએ તે બન્નેનાં મસ્તક ધડથી જુદાં શા દ્વેષભાવથી કરી નાંખ્યાં તે બિલકુલ સમજવામાં આવતું નથી. અહા! શું સુંદર અને સદ્ગુણી સુશિક્ષિત પુત્ર હતો? કંઇ વખાણ કરે પાર આવે એમ નથી.

આ પ્રમાણે હકિકત સાંભળી શેઠને અપરિમિત પશ્ચાતાપ થયો અને મનમાં ને મનમાં મુંઝાઇ અત્યંત છાતીફાટ '**ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલીને રૂવે**' તેમ રોવા લાગ્યો, પણ વળે શું? પુત્ર અને વધુના દુઃખદાઇ મૃત્યુના લીધે તેની છાતીમાં કારી ઘા થવાથી અપાર દુઃખી થયો. તેજ પ્રમાણે મહારાજ આપ પણ વગર તપાસ કરે અંગી મનુષ્યના પ્રાણ ખોવડાવશો તો પાછળથી પસ્તાવાનો પાર રહેશે નહી." આવા પ્રકારનું ત્રીજા પહેરેદારે કહ્યું; પરંતુ ભોજરાજના મનમાંથી રોષ કમતી થયો નહી પણ વધતોજ ચાલ્યો. કહ્યું છે કે—

ચાર પાયા છે વૈરના, સાંભળરે તું શેણ;
ભૂમી ગરથ ને ભારજા, ચોથો વેણ કુવેણ.

માટે શાણા મનુષ્યો પણ તેમાં વિવેક શુન્ય બની જાય છે તો, અન્યની શી વાતો કહેવી? જ્યાર ચોથા પ્રહરે ચોથો પહેરેગીર પહેરા ઉપર હાજર થયો કે ભોજરાજે તેને હુકમ કર્યો કે—'પહેલા ત્રણ પહેરેગીરોને પ્રાતઃકાળે વધાધિકારીને સોંપરદ કરી દેવા.' આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી પહેરેગીર બોલ્યો કે—'અન્નદાતા! આપના હુકમને કોઇ વખતે પણ અમો ચાર જણા પૈકી અમલમાં આણવા વિલંબ કર્યો નથી, તેમ કોઇના હાથથી અઘટિત કૃત્ય પણ કરવામાં આવ્યું હોય એવો સંભવ નથી; છતાં ગેરસમજથી કાંઇ પણ ચૂક આવી હોય તો, આપ માત પિતા છો માટે મોટમના થઇ દરગુજર કરવું ઘટે છે. જો આપ કદિ ત્રણેનો વધ કરાવશો અને પાછળથી

સત્ય હકિકત જાણવામાં આવી તો સાહસ કૃત્ય માટે પ્રતાપચંદ્ર રાજાની પેઠે પૂર્ણ પશ્ચાતાપ થશે.'

ભોજરાજે પૂછયું કે–' તે પ્રતાપચંદ્રને શી રીતે પાછળથી પસ્તાવે થયો ?' પહેરેગીરે જણાવ્યું કે—

' પૃથ્વીનાથ ! પ્રતાપચંદ્ર નામનો એક રાજા હતો તેણે એક સમજદાર પોપટ પાળેલો હતો, તેને જ્યાં જાય ત્યાં સાથે રાખી ફેરવતો હતો. એક સમય તે રાજા શિકાર કરવા ગયો અને શિકાર માટે પુષ્કળ વગડામાં રખડયો; પરંતુ મનમાનતો શિકાર હાથ લાગ્યો નહિ. ઉનાળાનો વખત હોવાથી તડકાને લીધે તરસ ઘણી લાગી, પણ પાણી કયાંએ મળે નહિ, તેથી શોષના પડવાથી કંઠ મળી ગયો અને અતિ આકુળ વ્યાકુળ થવા લાગ્યો. પોતાની પાસે પોપટ સિવાય ફક્ત એક હજુરી સ્વાર સાથે રહી શકયો હતો, પણ તે બિચારે પાણી માટે ઘણી શોધ કરી તદપિ સઘળી તેની દોડ વ્યર્થ ગઇ, રાજા તો બેહાસ થઈ એક વરખડાના ઝાડ નીચે બેઠો; તેટલામાં વૃક્ષ ઉપરથી પાણીની ધાર પડતી તેના જોવામાં આવી, તેથી જરા હિમ્મત આવી અને પડતી ધારના નીચે પાત્ર માંડયું. થોડીવારમાં તે પાત્ર ભરાઇ આવ્યું. આ બનાવ જોઇ સુજ્ઞ પોપટે બારીક નજરથી ઉંચુ જોઇ તપાસ્યું તો કાળોનાગ મરી ગયેલો હતો તેમાંથી ઝેરનો નીકળતો પ્રવાહ પાત્રમાં એકઠો થયો હતો, તે જોઇ વિચાર્યું કે–જો રાજા આનું પાન કરશે તો તતક્ષણ પ્રાણ જશે. માટે પાત્રને ઉંધુવાળી નાંખવું એજ યોગ્ય છે–કેમકે '**લાખો જણ મરજો પણ લાખો જનનો પાળનાર ન મરશો.**' એમ વિચારી ભરાયલા પાત્રને પોતાની પાંખની ઝડપથી ઉંધુ વાળી નાંખ્યું. તે જોઇ પ્રતાપચંદ્ર અત્યંત ગુસ્સે થયો અને કહેવા લાગ્યો કે–' અરે જંગલી ! મારા પ્રાણ ખોવાજ ખુશી છે ! મહા મહેનતે મેળવેલું પાણી તે તેં ઢોળી દીધું. મારા પ્રાણ તો

પાણી વિના પરલોક જવા તૈયાર થઇ રહ્યા છે, છતાં વખત પણ ન વિચારતાં છેવટ તારી જાત ઉપરજ ગયો, હશે એક વખત તો જવા દઉં છું પણ હવેથી એમ કરીશ તો ડોકું મરડીજ નાખીશ.' એમ કહી ફરી પાત્ર માંડી પાણી ઝીલવા લાગ્યો. પોપટે ફરી વિચાર્યું કે–મરવું એતો સર્વને સરજેલજ છે, પણ પોતાનું સ્વામી ભક્તપણું કે પોતપોતાનો સ્તુતિપાત્ર ધર્મ બજાવતાં શસ્ત્રને તાબે થઇ મરવું એ સ્વર્ગ મળ્યા સમાન છે; પણ નિમકહરામી અને હિચકારાપણું કરી કુતરાના મોતે મરવું એ રૌરૌ નરક પ્રાપ્ત કરનાર છે માટે ભલે મારા પ્રાણ જાય, પણ રાજાનો પ્રાણ બચાવવો એજ ઉત્તમ નિમકહલાલી છે.' એમ વિચારી ફરી તે પાત્રને ઉંધું વાળી નાંખ્યું; તે જોઇ રાજાએ અતિ ક્રોધ લાવી પોપટને પકડી ડોક મરડી નાખી, પણ પછીથી વિચાર આવ્યો કે–' એણે એ વખત પાત્ર ઉંધુ વાળ્યું તેનું કારણ હોવું જોઇએ.' એમ વિચારી ઝાડ ઉપર સ્વાર ચઢાવી તપાસ કરાવ્યો તો, એક કાળોનાગ મરેલો પડયો હતો અને તેના શરીરમાંથી ઝેરી પ્રવાહી પદાર્થ ઝરી રહ્યો હતો, તે સઘળી હકીકત રાજાને જાહેર કરી એટલે રાજા મહા પશ્ચાત્તાપ કરી ઉષ્ણ આંસુડાં નિગાળવા લાગ્યો કે—' અરે ! મેં વગર વિચારે મારા રક્ષક પક્ષીના પ્રાણ લીધા. ગુણના બદલામાં અવગુણ કરવાની સીમા રાખી નહિ. હાય ! હાય વિના અપરાધી કેવળ મારૂં ભલું ઇચ્છનારને મારી નાંખ્યો ! હું ઘાતકી ખરેખર ઘોર નરકગામી છું.' આ પ્રમાણે અત્યંત વિલાપ કરતો તે પણ મરણ પામ્યો. તે પ્રમાણે આપ પણ સાહસ કામ કરશો તો, પૂર્ણ પશ્ચાત્તાપ થશે માટે આપ જેવા વિદ્વાન શિરોમણી નરવરે સત્યાસત્યને તપાસી શિક્ષા કરવી યોગ્ય છે. પછી તો આપ ધણી છો તેથી જે કરશો તે કબુલ છે.'

આ પ્રકારે ચોથા પેહેરેગીરનાં વચન સાંભળી મહારાજે કહ્યું કે

'તમો સર્વે એજ શિક્ષાને લાયક છો.' એમ કહી નિત્યના નિયમ પ્રમાણે ખટકર્મ કરી જ્યારે તે રાજસભામાં ગયો ત્યારે તે ચારે પેહેરેગીરના માટે વધાધિકારી બોલાવી પેહેરેગીરોને સોંપરદ કરી. 'હાલને હાલ તેઓનો વધ કરી નાંખો.'

આવું ભોજરાજાનું બોલવું સાંભળી તે ચારે પહેરેગીરો વિચારવા લાગ્યા કે 'નેકીનો બદલો શું બંદીજ છે કે? હાય! ઇશ્વરી રાજ્યમાં પણુ આવોજ છેવટ ન્યાય મળે છે. ખરેખર નિમકહલાલી બજાવતાં પોતાના પ્રાણુ પરલોક જાય તો તે માટે અહો ભાગ્ય માનવા જેવું છે. નિમકહલાલીનો બદલો ધર્મ દ્વારમાં અવસ્ય મળ્યા વગર રહેનાર નથી. મરવા માટે કાંઈ શોચ નથી પણ માત્ર શું વાંક છે તે જાણ્યા વિના શિક્ષા ફરમાવે છે એજ શોચ થાય છે, એમ વિચારી મહારાજ પ્રત્યે વિનવ્યું કે—ગરીબપરવર ! આપનો હુકમ માથે ચઢાવીએ છીએ. પરંતુ શું વાંક માટે દેહાંત શિક્ષા ફરમાવી તે જરા અમારા જાણવામાં આવે તો મોટી કૃપા. આવું પેહેરેગીરોનું બોલવું સાંભળી મહારાજાએ કહ્યું કે, શું અપરાધ થયો છે તેની મેં જાતે ખાત્રી કરી છે તમે તમારૂં નિમકહરામીપણું પુરેપુરૂં બજાવ્યું છે કે તમારી જનેતા ઉપર છેવટે કુદૃષ્ટિ કરી. ધિઃકાર છે તમારા જીવને ! ! મેં તમોને વિશ્વાસપાત્ર જાણી જનાનખાના ઉપર દેખરેખ માટે નિયત કર્યા ત્યારે તમે આવા કર્મને પહોંચ્યા એ માટે તમને દેહાંતની શિક્ષા યોગ્ય છે." આ પ્રમાણે રાજેન્દ્રનું બોલવું સાંભળી પેહેરેગીરોએ વિનવ્યું કે—" શિરતાજ ! આપ આશું ફરમાવો છો ? અમારાથી કોઇ વખતે અપકૃત્ય બનેજ નહિ, આપ પૂર્ણ વિચાર કરી ખાત્રી કરો. અમને મરવાનો પસ્તાવો નથી, પણુ માત્ર વિના કારણે નામને કલંકિત કરી મરણુને શરણુ થવું એનોજ પસ્તાવો છે." આ પ્રમાણે પેહેરેગીરોએ વિનવ્યું તદપિ રાજાએ જરાએ તેમના બોલવા ઉપર લક્ષ આપ્યુંજ નહિ. વ-

ધાધિકારીને વધભૂમિમાં પેહેરેગીરોને વધ કરવાનો તાકિદી હુકમ આપ્યો આ બનાવ જોઇ કવિ કાલીદાસે પેહેરેગીરોને પૂછયું કે–' રાત્રે પહેલા પેહેરેગીરથી શું ભૂલ થયા વિષેની મહારાજાને આંટી પડી છે, જે હોય તે તુરત કહો.' આવું કવિરાજનું ભાષણ સાંભળી પ્રથમ પેહેરેગીરે' અથ ઇતિ વાર્ત્તા કહી સંભળાવી તેથી કવિશ્વરે મહારાજાને વિનવ્યું કે–' આ કહે છે તે પ્રમાણે જો આપના શયનભુવનમાં પલંગ નીચે નાગના કકડાઓથી ભરેલી ટોપલી હોય તો, તે નિષ્પાતકિ છે અને જો તેમ ના હોય તો, બેશક કઠોર શિક્ષાને લાયકજ છે," આ પ્રકારે કવિકુળ ગુરૂનું કથન સાંભળી શયનભુવનમાં તપાસ કરાવી તો, મોટા વિષધરના કકડાથી ભરેલી ટોપલી હાથ લાગી અને તે કચેરીમાં લાવી રજુ કરી. તે જોઇને ભોજરાજ અતિ વિસ્મય પામી મન સાથે પ્રશ્ચાતાપ કરવા લાગ્યા કે–' હે વિશ્વંભર ! તારી કૃપાથી હું થતા અન્યાયથી બચ્યો છું નહિ તો હમણાં નિરપરાધી સ્વામિભક્ત સેવકોના વ્હાલા પ્રાણનો ભોગ લીધો હોત. અને મારા કીર્તિધ્વજનો નાશ કર્યો હોત: પરંતુ તુજ પ્રસાદે મજ્ઞ સુજ્ઞનર રત્નની દિર્ઘદ્દષ્ટિથી નરક પંથથી દુર થયો છું એ ખરે તારીજ કૃપા છે. જેના સમીપમાં નરરત્નો વિદ્યમાન હોય તેના ભાગ્યની અપરિમિત સીમા કહેલ છે એ વાર્ત્તા અક્ષરસઃ સત્યજ છે. આવા ઉદ્દગારો કહી કવિનો મોટો આભાર માની ચરણમાં નમ્યો.

**વાર્ત્તાનો સાર** એ છે કે–સાહસ કામ ન કરવું, નહિ તો હર્ષનો નાશ થાય છે. બીજો સાર એ લેવાનો છે કે–સુજ્ઞ સભાસદોનો એજ ધર્મ છે કે કોઇના પણ મન ઉપર પડતી અનિતીની ખરાબ છાપને અળગી કરી સુનિતિની સ્વાધ્યક્ષ છાપને પ્રકાશી બતાવે છે અને તેથી પોતાનું રાજ્યનું અને પરનું હિત સાચવી દિગંતમાં ઉજ્વળ યશને દીપાવે છે.



# વાર્તા પંદરમી.

જે સ્ત્રી રતિપ્રસંગ વિના સ્હેજ વાતમાં પણ પતિને હાવભાવ અને વિશેષ પ્યાર બતાવે, હું ખાસ સતિ છું એવો ડોળ દિમાગ બતાવી પતિ આગળ પરપુરૂષોને ધિઃકારે, દેવમંદિર, મેળા, કથા–કીર્તન અને ગંગા સ્નાન વગેરે દુરાચારને મદદ મળવાનાં સ્થાનકો છે ત્યાં જવા માટે આતુર રહે, અને અન્ય દુરાચારીણી સ્ત્રીઓની નિંદા કરે તો, અવશ્ય જાણી લેવું કે એ સ્ત્રી ખચિત પરપુરૂષ સંગાથે ગમનાનુરાગિણી છે અને પતિને કૃત્રીમ પૂર્ણ પ્યાર બતાવી વિશ્વાસ બેસાડી પૂર્ણપણે સુતો વેચનારી છે. **પંચોપાખ્યાન.**

એક સમય ભોજરાજ રાજવાટિકા ફરીને મહેલે પધારતા હતા તે સમય એક વિસ્મયકારી એવો બનાવ નજરે પડયો કે–એક નવયૌવન બ્રાહ્મણી પોતાના ઘરમાં રહી ઘરકામ કરતી હતી. તેવામાં તેનો વૃદ્ધ પતિ વૈશ્વદેવ કરી કાગને વાશ નાખવા ઘર ઉપર ચઢી જળ છંટકારી વાશ નાખતી વખતે કાગને બોલાવવા ‘ કાગવાશ ’ આવો શબ્દ બોલતો નીચા ઉંચા હાથ કરતો હતો, તે જોઇ કાગડાઓ પણ વાશ નીહાળી ક્રૂર શબ્દ કરતા સેંકડાબંધ ત્યાં આવી પહોંચ્યા. આ શબ્દ સાંભળતાં વેંતજ પેલી નવયૌવના બ્રાહ્મણી એકદમ ચોકી ઉઠી છાતી ઉપર હાથ મૂકી બીનેલી હોય તેવો ચ્હેરો બનાવી ચીસો પાડવા લાગી. તે જોઇ વૃદ્ધ પતિએ તેને કહ્યું કે–“ સુભ્રુ ! તું આમ કેમ કરે છે ? શાથી બીહે છે ? ” સ્ત્રીયે કહ્યું કે–“ પ્રાણપતિ ! મારા જેવી સતિસાધ્વી (!) આવા ક્રૂર શબ્દો કેવા પ્રકારે સહન કરી શકતી હશે ? કેવળ કોમળ મનવાળી આવો બનાવ ભાળી બેબાકળી થઇ જાય એમાં નવાઇ શી ? ” વૃદ્ધ પતિએ કહ્યું કે–“ ખરૂં છે, તારા જેવી સતિને આ અતિ ક્રૂર શબ્દ કંટાળો આપે એ વાસ્તવિકજ છે. હશે હવે ‘જે થયું તે થયું, પણ

હવેથી આવો તને કંટાળો આપનાર પ્રકાર કદિ પણ કરીશ નહિ. માનુની ! મનને શાંત કરી ખંતથી આનંદકારી ચેષ્ટામાં વિચરો. આ-પ્રમાણે પરસ્પર વાત થયા પછી દંપતિ પોતપોતાના કાર્યમાં વિચર્યા, પણ આ બનાવ જોઇ ભોજરાજના મનમંદિરમાં શંકાને સ્થાન મળ્યું કે–" આ સ્ત્રી ખચિત પતિને ઠગનારી કુલટા છે. કેમકે એણે સ્ત્રી ચરિત્રની પોથી પૂર્ણ પ્રકારે ભણી લીધેલી જણાય છે, પણ બિચારા ભોળા અને સ્ત્રી ચરિત્રથી અંજાયલા વિશ્વાસુ પતિને રતિ ભારની પણ ખબર નથી કે આ સ્ત્રી મને સુતો મૂકી જાર પુરૂષ સાથે રતિ સુખ રમનારી છે. અહા ! જગતમાં ઉપરથી 'સતિ છું' એવો ડોળ બતાવનારી સેંકડો સ્ત્રીઓ છે; પરંતુ વિકટ સંકટ પડે સતિત્વને કાયમ રાખનારી સ્ત્રીઓ લાખમાં એક પણ મળવી મુશ્કેલ છે; તદપિ બનાવટી મોહમાં પુરૂષો મોહ પામી તેના ફંદમાં ફસાઇ વિશ્વાસ રાખે છે એ કેટલી ભૂલ છે. જો કે સ્ત્રીએ પતિને વિશ્વાસ બેસાડવા આ ડાડ રચ્યો છે માટે તેનાં પુરેપુરાં દુશ્ચરિત્રો જોવાં ઘટે છે. "

આવો નિશ્ચય કરી પોતાને મેહેલે ગયો. જ્યારે રાત પડી ત્યારે વેષ બદલી તે દુરાચારિણી સ્ત્રીનાં ચરિત્ર નિહાળવા ચાલ્યો. પવિત્ર રાજાઓનો એજ ધર્મ છે કે–પોતાની પ્રજા જેમ સુનીતિમાં અને સદાચારમાં વિચરે તેમ યત્ન આદરી પ્રજાનું પાલન કરવું. પોતાની પ્રજા પોતાના ન્યાયથી કે પોતાના રાજ્યના અધિકારીઓથી સંતોષી છે કે કેમ ? તેનો ખ્યાલ પોતાની જાતેજ ગુપ્ત વેષથી ફરી કરવો જોઇએ એ પણ સ્વભાવિક નિયમજ છે.

રાજા તે દુરાચારીણી સ્ત્રીના ઘરના નજીક રહી તેની સઘળી કુચેષ્ટાથી માહેતગાર થવા માટે કોઈ ન જાણી શકે તેમ બેઠો. જ્યારે અરધી રાત ગઇ અને પોતાના વૃદ્ધ પતિને સારી પેઠે ઉંઘી ગયેલો જોયો ત્યારે વસ્ત્રાલંકાર પહેરી ખાનપાનના પદાર્થો થાળમાં ભરી પો-

તાની એક વૈશ્યા સખીના હાથમાં માંસની પેટી પકડાવી પોતાના યાર પાસે જવા નિર્ભયપણે ઘરથી ચાલી નિકળી. રાજા પણ એવા પ્રકારથી તેની પાછળ પાછળ ચાલ્યો કે તે વિષયાંધ સ્ત્રીને જરા પણ જાણ પડી શકી નહીં. તે દુરાચરણી સખી સહ નદીના કીનારા ઉપર જઇ પહોંચી, જઇને જુવે છે તો નદીમાં ખૂબ પૂર આવેલું હતું. પરંતુ તેની જરા પણ દરકાર ન રાખતાં નદી કાંઠેના સ્મશાન વાસિ ભૂત–પ્રેતને માંસનું બલિદાન આપી અને નદીમાં વિહાર કરતા મગર-મચ્છોને માંસથી તૃપ્ત કરતી નદીના પુરને તરી પેલે પાર સખી સહ જઈ પહોંચી. પછી નદી પાર રહેતા એક જટીલ ભસ્મધારી જોગીંદ્રને જઇ મળી. પરસ્પર પ્યારથી ચુંબન આલિંગન અને હાસ્યવિનોદ કરી ભેગાં બેસી ખાન પાન આરોગી મુખવાસાદિનો ઉપભોગ કરી રતિ સુખમાં નિમગ્ન થયાં. આ સઘળું ચરિત્ર ભોજભૂપાળે પ્રત્યક્ષ જોયું. તદનંતર તે દુરાચારિણીના પાછળ પાછળ નદી ઉતરી પોતાને મહેલ આવી પહોંચ્યો. પ્રાતઃકાળે ઉઠી સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ કરી જ્યારે કચેરીમાં સિંહાસન ઉપર બિરાજમાન થયો ત્યારે સુજ્ઞ પંડિતવરો પ્રત્યે પ્રશ્ન કર્યો કે–**दीवाकाकरुताद्भीता**–દિવસે કાગના શબ્દથી બીનેલી સુંદરી આ પ્રમાણે પ્રશ્ન સાંભળી સકળ પંડિતોએ બહુ બહુ વિચાર કર્યા, પણ તેનો પ્રતિ ઉત્તર આપી શક્યો નહીં, જોઇ કાલિદાસે સભાનું નુર રાખવા દેવી પ્રસાદથી કહ્યું કે **रात्रौ तरंती नर्मदाम्** રાતે નર્મદાને તરી પાર જાય છે. આવો ઉત્તર સાંભળી રાજાએ ફરી પ્રશ્ન કર્યો કે–**तत्र संतीजले ग्राहा**–ત્યાં જળમાં મઘરો છે. તે સાંભળી કાલિદાસે જણાવ્યું કે–**मर्मज्ञा सैव सुन्दरी**–તે સુંદરી તે મઘરોના ભેદને સારી પેઠે જાણતી હતી. આ પ્રમાણે પ્રશ્નોત્તર થવાથી ભોજરાજ વરદાઈ કાલિદાસના બુદ્ધિ મહાત્મ્યને જાણી અત્યંત ખુશી થયો અને સુંદર અમુલ્ય શિરપાવ બક્ષ્યો.

વાર્તાનો સાર એજ કે-સ્ત્રીઓનાં ચરિત્ર, પુરૂષનું ભાગ્ય, મેઘનું ગાજવું અને ઘોડાના પેટમાં થતો શબ્દ એટલી વાતો દેવો પણ જાણી શકતા નથી તો મનુષ્ય માટે પછી શું કહેવું ? કવિ ગદ કહે છે કે—

**સર્પ તો પગસું પાસ ઉંદરશું ડરે, ડરે નીરકે તીર તરે નીરકે ઝરણાં નિવણાં, ઓટાશું ઉદ્ર કે ચઢે પર્વત પાહાડાં. પારકા પીઉડી લાતાં સહે, આપકો પીયુ દીઠાં ડરે કવિગદ કહે સુણ રાય હુર ત્રીયા ચરિત્ર ઈતનારે. (દોહા.) ત્રીકમ ત્રીયા ન ધરીએ, જો શિર કાટિ દે; નદી કીનારે રૂંખડાં સીંચી સમુળાં લે.**

માટે પુરૂષોએ હમેશાં સ્ત્રીઓના મીઠા અને મોહકારી બોલો, ન ખરાઓ અને આંખમાં આવતાં આંસુઓ ઉપરથી રીઝી કે દયા લાવી જરાપણ વિશ્વાસ ન રાખવો અને જો વિશ્વાસ રાખવો તો જીવવાની કે પોતાનું ધાર્યું કાર્ય થવાની અથવા સુવાસના પ્રકાશવાની આશા છોડીજ દેવી.

બીજો સાર એ લેવાનો છે કે ભોજરાજ અને વરદાયી કવિ કાલિદાસ એ બંને નરરત્નો કેવા સુજ્ઞ, વિદ્વાન અને ખંતિલા હતા.

# વાર્તા સોળમી.

દુષ્ટ જનોનો એજ ધર્મ છે કે જે બીજાઓના નુકશાનને પોતાનો લાભ અને બીજાઓના ફાયદાને પોતાનું નુકશાન થયું માને છે. કોઇનું ઘર ઉજડ થાય તો તે દુષ્ટો બહુજ ખુશી થાય છે અને કોઇનું ઘર મંડાય તો બહુજ દુઃખ માને છે. જ્યારે તેઓ ઉદાસીન,

વૈરી કે મિત્ર એ પૈકી ગમે તેનું ભલું થયું સાંભળે છે તો સાંભળતાં વેંતજ મનમાં ને મનમાં ઇર્ષ્યાગ્નિથી બળી મરે છે અર્થાત કોઇનો ઉત્કર્ષ નિહાળી રાજી થતા નથી, પણ તેના ઉત્કર્ષને તોડી પાડવા પોતાના પ્રાણ જતાં લગી પણ મચ્યા રહે છે. **તુલસીકૃત-રામાયણ.**

ધારાપતિ ભોજરાજના દરબારમાં દિન પ્રતિદિન કવિવર કાલિદાસનું વિશેષ માન વધ્યું અને ભોજભૂપાળ તરફથી દ્રવ્યાદિની પણ ઉત્તરોત્તર અધિક પ્રાપ્તિ થતી ચાલી. આ બનાવ નિહાળી અન્ય પંડિતો તેના પ્રત્યે દ્વેષબુદ્ધિ બતાવવા લાગ્યા; જો કે એ અન્ય પંડિતોની આજીવિકા જેમની તેમ રાજ્યમાં ચાલતી રહે તેમ યત્ન કરવામાં કાલિદાસ પંડિતે જરા પણ કચાશ રાખી નહતી. વખતો વખત તેઓનું નીર રાખવા અનેક ચમત્કૃતિઓ પ્રદર્શીત કરી તેઓની શોભા વધારી હતી: તદપિ દુષ્ટ જનોનો સ્વભાવ જળોના જેવો હોય છે; કેમકે જળોને પયોધરે વળગાડી હોય, છતાં પણ દુધ ન પીતાં રૂધિરનેજ પીએ છે એમ દુષ્ટોનો ચાહે તેટલો ઉપકાર કર્યો હોય છતાં પણ તેઓ અપકારજ કરે છે, તેજ પ્રમાણે તે પંડિતોની પણ વર્તણૂંક હતી. જેમ જેમ કાલિદાસની સર્વ પ્રકારે ઉન્નતિ થતી નિહાળી તેમ તેમ તેઓના અંતરમાં ઉંડી આગ સળગી ઉઠી અને તેઓ સર્વ જણાઓએ મળી એવો ઠરાવ કર્યો કે ગમે તે પ્રકારે કાલિદાસનું માન ભંગ કરવું.

એક સમય દુષ્ટ પંડિતોએ ભોજભૂપાળ આગળ વિનવ્યું કે—" હે ક્ષીતિપતિ ! આપણી સભાના શૃંગાર રૂપ કવિકુળગુરૂ કાલિદાસ બહુ પવિત્ર બ્રાહ્મણ છે, ઘણા ગુણવાન છે, વરદાયી છે: પરંતુ તેઓ જ્યારે ગંગાતટ ઉપર સ્નાન સંધ્યા કરવા જાય છે ત્યારે ત્યાંથી માછલાં પકડી લાવે છે અને તેને ભક્ષણ કરે છે. આથી લોકમાં વિચિત્ર ચર્ચા ફેલાણી છે, જેથી આપને એ વિષે બે બોલ યોગ્ય પ્રકારે કહી લોક વિરૂદ્ધ રીતિને બંધ કરાવવી ઘટે છે. " આ પ્રકારે પંડિતોનું ભાષણ

સાંભળી રાજા અત્યંત વિસ્મય પામ્યો અને કહેવા લાગ્યો કે-" શું તમે ખરૂં કહો છો ? તમારી વાત મારા માનવામાં જરા પણ આવતી નથી, ભલે તેના પ્રત્યે દ્વેષબુદ્ધિ ધરી બોલતા હો તો ના નહિ; પરંતુ કાલિદાસનાં એવાં કૃત્ય હોયજ નહીં. તેમ છતાં પણ જો તમે ખરૂં કહો છો એમ હોય તો તેની પ્રતીતિ આપવી ઘટે છે. જો તમારા કહેવા પ્રમાણે જણાશે તો તે વિષે યોગ્ય પ્રબંધ કરીશ, પણ જો તમારા કહેવા પ્રમાણે ખરૂં ન જણાયું તો તે માટે જે મને યોગ્ય જણાશે તે તમને શિક્ષા આપીશ. " આ પ્રમાણે રાજેન્દ્રનું બોલતું સાંભળી તેઓએ કહ્યું કે-" હા જો અમારા કહેવા પ્રમાણે ન નિકળે તો આપની મરજી મુજબ નસિયત આપવી. "

આ પ્રમાણે વાત થયા પછી થોડોક વખત જવા દીધા પછી એક દિવસ પંડિતોએ અમુક માર્ગ રોકીને બેસી તપાસ કરવા માટે ભોજરાજને વિનવ્યું. ભોજરાજ પણ તે વાર્ત્તાનું નિરાકરણ કરવા તેમના કહેવા પ્રમાણે કાળિદાસની રાહ જોતો માર્ગ રોકીને બેઠો એટલામાં તો કાલિદાસ ગંગાથી સ્નાન કરી બગલમાં પવિત્ર વસ્ત્ર અને હસ્તમાં જળ પાત્ર ધારણ કરી ઇશ્વર સ્મરણ કરતો ચાલ્યો આવતો હતો તે ભોજભૂપતીના જોવામાં આવવાથી સન્મુખ જઇ કવિવરને પુછ્યું કે-**कक्षे किं** બગલમાં શું છે ? કવિએ કહ્યું કે-**ममपुस्तकं**-મારૂં પુસ્તક છે. ત્યારે ભૂપતિએ ફરી પુછ્યું કે- **किमुदकं**-ત્યારે એમાંથી પાણી કેમ ટપકે છે ? કવિએ કહ્યું-**काव्येपुसारोदकं**-એમાંનો સાર કાવ્યનો રસ ઝરે છે. ફરી રાજેન્દ્રે પુછ્યું કે **गन्धः किं**-ત્યારે ગંધાય છે કેમ ? કવિએ કહ્યું. **खलु रामरावणकृतोयुद्धेन जातो रसः**—રામ રાવણનું ઘોર યુદ્ધ ચાલતાં પ્રાણીઓનો સંહાર થાય છે તે પ્રેતોના શરીમાંથી પાણી વહે છે તે ગંધાય છે. ફરી ભૂપાળે પુછ્યું કે-**पुच्छकिं**—ત્યારે પુંછડા જેવું કેમ વરતાય છે ? કવિએ કહ્યું—

**मलुतालपत्र लिखितं**—તાડ પત્ર ઉપર લખેલ છે તે પત્ર પુચ્છના જેવાં જણાય છે. ત્યારે રાજાએ પુછ્યું **जीवः किं**–તેમાં જીવ હોય એવું કેમ દેખાય છે? કવિએ કહ્યું. **मम घोर मन्त्र लिखितं संजीवनं पुस्तकं**—એના વિષે ઘોર મંત્ર લખેલ છે, તેથી સંજીવન પુસ્તક છે. આ પ્રમાણે સવાલ જવાબ થયા છતાં પણ બગલામાંના વસ્ત્રને રાજેન્દ્રે ખેંચી ઝાટકી જોયું તો દેવી પ્રતાપે કવિવરના કહેવા પ્રમાણે તાલપત્ર ઉપર લખેલ રામાયણનાં પાનાંજ જણાયાં. એ જોઇ ભોજરાજે કવિંદ્રનું અતિ સન્માન કરી અમુલ્ય શિરપાવ આપ્યો અને કવિરાજના દ્વેષી પંડિતોને પુષ્કળ ધિક્કાર આપી આટલી વખત કેવળ દયાની ખાતરજ જતા કરૂં છું પરંતુ હવેથી એવી વાર્ત્તા મારા કાન ઉપર લાવ્યા તો દેહાંતશિક્ષાને પાત્ર થશો. વગેરે વગેરે કોપયુક્ત કથનો કહી તેઓને જતા કર્યા.

**વાર્ત્તાનો સાર** એજ કે–દુષ્ટો ઉપર ગમે તેટલો ઉપકાર કરો તો પણ તે તેઓની ટેવ ત્યાગ કરતા નથી. પોતાનામાં મોટા બીલા જેવડા દોષો વિદ્યમાન હોય, છતાં પણ પરના સરસવ જેટલા છિદ્રને નિહાળવા તત્પર થાય છે અને પોતાના અધિક દોષો તરફ લક્ષ આપતા નથી. જેમ દુર્જનો ઉપકાર કર્યા છતાં પણ ઉપકાર ઉપર પોતે અપકાર કરવાની ટેવને છોડતા નથી તેમ સુજનો દુષ્ટોએ કરેલા અપકાર ઉપર પોતે ઉપકાર કરવાની ટેવને છોડતા નથી એજ અધિક સ્તુતિપાત્ર રચના છે.



# વાર્તા સત્તરમી.

સમય ઉપર યોગ્ય અને જનરંજન વચનો બોલવાની શક્તિ પામવી એ પૂર્વ જન્મના પુરૂષાર્થ વિના પમાતી નથી. **સારસંગ્રહ.**

એક સમય ભોજરાજે કાલિદાસ પ્રત્યે અભિનવ પાદપૂર્તિ યુક્ત સમસ્યા પુછી કે—**किंदुःसगाद्भवतिमहतां मानपूजापहारः** આ પ્રમાણે ચોથું ચરણ કરી કહ્યું કે આ પદને મળતાં ત્રણ ચરણ કહી. અજબ ચમત્કૃતિ દર્શાવો તદનંતર કાલિદાસે ત્રણ રચી **मानपूजापहारः** એ સાત અક્ષરમાં છ પ્રશ્નનો સમાવેશ એવી રીતે કર્યો કે એક પછી એક એમ સાત અક્ષરો પૈકી છ અક્ષરો સાતમા અક્ષર સાથે સંબંધ ધરાવતા અર્થાત રકારને પ્રથમના પ્રત્યેક અક્ષરો સાથે સંબંધ રાખતો રાખી છ પ્રશ્નોત્તર દર્શાવ્યા અને સાતમો પ્રશ્ન રાજેંદ્રના કરેલા આખા ચરણથી દર્શાવ્યો તે એવી રીતે કે—

**સ્વાલ—कोनिर्दग्धस्त्रिपुररिपुणा ?** ત્રિપુરાસુરના નાશ કરનારા શિવજીએ કોને બાળી ભસ્મ કર્યો ? **જવાબ—मारः**—કામદેવને. **સ્વાલ—कश्चकर्णस्यहन्ता**—કરણ બાણાવળીને મારનાર કોણ ? **જવાબ—नरः** અર્જુન. **સ્વાલ—मद्याकूलंविघटयतिकः**—નદીના તટોને કોણ ઘસડી નાંખે છે ? **જવાબ—पूरः**—પાણીનું પૂર. **સ્વાલ—कःपरस्त्रीरतश्च**—પારકી સ્ત્રી ઉપર કોણ પ્યાર રાખે છે ? **જવાબ—जारः**—લંપટ પુરૂષ. **સ્વાલ—कःसंनद्धोभवति समरे**—સમર ભૂમીમાં કયો પુરૂષ સાવધાનપણે ઉભો રહે છે ? **જવાબ—परः**—વીરપુરૂષ. **સ્વાલ—भूषणं किंकुचानां** સ્ત્રીના સ્તન મંડળનું કયું આભૂષણ છે ? **જવાબ—हारः**—મુક્તાહાર. **સ્વાલ— किंदुःसंङ्गाद्भवति महतां** દુષ્ટ જનોના સંગથી મહત જનોને શું પ્રાપ્ત થાય છે ? **જવાબ—मानपू[illegible]ः** માનપૂજાનો નાશ થાય છે.

આ પ્રમાણે રહસ્ય ગર્ભિત પાદપૂર્તિ સમજ્યા સાંભળી ભોજરાજ અતિ પ્રસન્ન થયો અને કવિની કુશાગ્રબુદ્ધિનાં અતિ વખાણ કરવા લાગ્યો.

**વાર્તાનો સાર**–પ્રકટપણે કવિરાયની બુદ્ધિ પ્રલ્ભતા પ્રદર્શિત કરી રહેલજ છે. એટલે વિશેષ ખુલાસાની જરૂર નથી.

## વાર્તા અઢારમી.

દાન દેવાથીજ ગૌરવતા પ્રાપ્ત થાય છે; પરંતુ ધન સંગ્રહ કરવાથી ગૌરવતા પ્રાપ્ત થતી નથી; જુવો કે સમુદ્ર પુષ્કળ જળનો સંગ્રહ કરે છે છતાં મેઘ જેટલી ગૌરવતા પામતો નથી; કેમકે સમુદ્રવડેજ પ્રાપ્ત થએલું કિંચિત જળ છતાં પણ દાન દેવાથી સર્વ કોઇ મેઘની ગૌરવતાને ધન્યવાદ આપે છે અને સમુદ્રમાં અગાધ જળ વિદ્યમાન છતાં અદાતા હોવાથી સર્વ કોઇ તેને તિરસ્કાર આપે છે કહેવાનું એજ કે ધનવાન મોટો નથી પણ દાતા મોટો છે! **દાનકુલક.**

એક વેળાએ દાનશિરોમણી મહારાજા ભોજ પ્રાત:કાળમાં વનક્રિડા કરવા બહાર સંચર્યો, તે વેળાએ એક રાજશેખર નામ છતાં દારિદ્રય શેખરના પદને વરેલો બ્રાહ્મણ કેવળ અસકતપણે પૃથ્વી ઉપર પડયે પડયે વેરાયેલા અનાજના કણ વીણ્યા કરતો ભોજરાજના જોવામાં આવ્યો એટલે ભોજરાજે કહ્યું કે–" **नियडयर पुरणंपिय असमत्था किंपि तेहि जाएहि**–જે જનો નિજ ઉદર પુરણ કરવામાં પણ અસમર્થ છે તો તેવા જનો જન્મ્યા તોય શું ?!" આ પ્રમાણે કટાક્ષ કથન સાંભળી તે કણ વીણનાર કવિએ પણ તેવોજ ઉત્તર આપ્યો કે–" **सुसमत्था विहुन परो वयारिणो तेहिपि नहिं किंपि ?!** જે જનો પર સંકટ નિવારવા સમર્થ છે છતાં પરનો ઉપકાર જરા કરતા નથી

તો તેવા સમર્થ જન્મ્યા તોય શું ?! અને ન જન્મ્યા તોય શું ?" આવો મર્મબોલ સાંભળી રાજાએ ફરીને કહ્યું કે-" **परपत्थणापवणं माजणाणि जणेसुपरि संपूसं**-હે પૃથ્વીમાતા ! જે પરની પ્રાર્થના કરી નિરંતર પોતાનો નિર્વાહ ચલાવે છે તેવા પુત્રોને તું જન્મ આપીશજ નહી." આવું રાજેંદ્રનું હૃદયભેદક વચન સાંભળી કવિએ કહ્યું કે-"**मा पुहविमां धरिज्ज सुपत्थणाभंगो कओजाहि**-હે પૃથ્વી માતા ! તું પરજનોની પ્રાર્થના ભંગ કરનાર જનોને ધારણ કરીશજ નહિ; કારણ કે સર્વ કરતાં તને હીનપદ આપનારા તેવાજ જનો છે અને તેઓજ તને વધારે ભાર કરનાર છે."

આવા પ્રકારનું વિદ્વાન વિપ્રનું બોલવું સાંભળી ધારાપતિ ભોજરાજે વિદ્વાન પ્રત્યે નમ્ર વાણીથી પુછ્યું કે-"હે મહાકવિ ! આપની આવી અલૌકિક ચમત્કૃતિવાળી બુદ્ધિ છતાં આવી શોચનીય સ્થિતિ કેમ છે ?" આવું ભોજરાજનું વચન સાંભળી કવિ રાજશેખર બોલ્યો કે-મહારાજ ! વિદ્યાવંતને ઘણું કરીને અલક્ષ્મિજ વરે છે તો, પછી અલક્ષ્મિપતિની આવી દશાજ હોય એમાં નવાઇ શી ? મેં આપ હજુર આવવા યત્નો ચલાવ્યા, પણ પ્રારબ્ધ સંયોગે આપના વિદ્વાન મંડળે આપની ભેટ લેવાનો સંયોગ સાંપડવાનો સમય મેળવવા દીધોજ નહી તેથી છેવટે આ પ્રકારે આપની ભેટ લેવા વિચાર્યું. હું રાજશેખર નામનો કવિ આપના દર્શન માટે અતિ આતુર હતો તેની આજે આતુરતા તૃપ્ત થઇ."

આવું કવિનું ભાષણ સાંભળી હાથી ઉપરથી નિચે ઉતરી તે હાથી અને પહેરેલાં આભૂષણો ઉતારી કવિને અર્પણ કરી દીધાં. આથી કવિને તો વિશેષ ઉપાધી પ્રાપ્ત થઇ; કેમકે અનાજના તો સાંસા હતા ત્યાં હાથીનું પોષણ કેવા પ્રકારે કરવું, રહેવા ઘર નથી તો હાથીને બાંધવો કયાં. પહેરવા વસ્ત્ર નહિ તેમ અન્ય કશી ગૃહસ્થાઇની સામગ્રી

નહિ તો પછી હાથી ઉપર બેસવું એ કેવળ નિંદાપાત્ર છે અને ખરે-ખર વિષેશે ભૂખને વરવાનો આ રસ્તો છે. એમ વિચારી એ આપદા દૂર હરવા અગીયાર ટકાર યુકત પ્રાસવાળો શાર્દુલવિક્રીડિત છંદ આ પ્રમાણે કહ્યો.

**निवार्ता नकुटी नचाग्नि सकटी नापिद्वितियापटी ।**
**वृत्तिर्नारभटी न तुन्दिलपुटी भूमौच घृष्टाकटी ॥**
**तुष्टैनैकपटी प्रियानवधुटी तेनाप्यहं संकटी ।**
**श्रीमद् भोज तव प्रसाद करटी भग्नाममापत्तटी ॥**

હે શ્રીમદ્ ભોજરાજ ! મારે રહેવાની ઝુંપડી પણ ચારે તરફથી એવી જરજર થઇ રહેલ છે કે જેમાં પવન ઝપાટાબંધ પાર ચાલ્યો જાય છે. પણ તે ઝુંપડીને દુરસ્ત કરવા જેટલી પણ જોગવાઇ નથી, ઝુંપડી એવી છે એટલુંજ નહિ પણ તેમાં જોઇતાં અન્ય સાધનો પણ નથી એટલે દેવતા સળગાવવાની સધડી પણ નથી, તેમ શરીર ઉપર ફાટેલાં જે વસ્ત્ર છે તે વિના અન્ય ઝુંપડીમાં વસ્ત્ર પણ નથી, ભણવા કે ભણાવવા વગર અન્ય આજીવિકા પણ નથી, ટાઢના સમયમાં ઓઢવાની ગોદડી પણ નથી, તેથી પૃથ્વી ઉપર પાસાં ઘસી ઘસીને રાત વ્યતીત કરૂં છું, પેટ ભરાય તેટલું ભોજન પણ મળતું નથી તેથી જરાવાર જંપ વળતો નથી, દારિદ્રયતાના કારણથી વલ્લભ વલ્લભા પણ પ્રાપ્ત થઇ નથી પણ મહા કજીયાળી આડાબોલી અને ક્ષુદ્ર વિચાર-વાળી મળી છે તેથી તેની કનડગતથી મહા સંકટ ભોગવું છું માટે હે રાજેન્દ્ર ! આપના પ્રસાદરૂપ હસ્તીના દંતુશળ વડે મારી આપદા રૂપી નદીના તટને ભાગી નાંખો.

આ પ્રમાણે અગીઆર ટકાર યુકત અનુપ્રાસવાળી કાવ્ય રચના સાંભળી ભોજરાજ અતિ પ્રસન્ન થયો અને કવિને પ્રાસદીઠ એક એક હજાર સોનૈયા અર્પણ કરી તેના દારિદ્રયને દુર કરી દીધું.

વાર્તાનો સાર એ છે કે—ભોજરાજ સાક્ષાત સરસ્વતીરૂપ કુમોદનીને ખીલવવા પૂર્ણચંદ્ર સમાન અને ગુણગ્રાહી, કદરદાન તથા દાની શિરોમણી હતો. તેથીજ તે સમયમાં દેશની, વિદ્યાની અને દેશ બાંધવોની ચઢતી પૂર્ણપણે પ્રકાશી રહેલી હતી. આધુનિક કાળના દેશપતિઓ વિદ્વાન હુન્નરી કે ગુણવાનની કદર કરવા ભાગ્યેજ સમજેલા છે, એતો માત્ર ખુશામતીઆઓ કે જે પોતાના કથનને પુષ્ટિ આપવા હાજી હાજી કરનારાઓ અને દુરાચારી, નિર્ગુણી, નિરક્ષર તથા નિંદ્યકાર્ય માટે સમ્મતી આપનારાઓનેજ મોટી નાની નિવાજસો બક્ષે છે, તેથીજ દેશની, વિદ્યાની અને કળા કાશલ્યની પડતી થતી ચાલી છે; પરંતુ કરવું શું? **કૌન સુને કિસ્સે કહું સુને સો સમુઝે નાહિ; કહેબો સુનબો સમજબો, મનહી કો મનમાંહી.**



શ્રી

# કાળીદાસ અને રાજાભોજ

## ની મનોરંજક વાર્તાઓ.

## ભાગ ૪ થો.

---

### વાર્તા ઓગણીસમી.

સમય ઉપર વસ્તુ આપવી એજ કલ્યાણાર્થ દાતા છે, પણ સમય ગયા પછી આપવી એ તો કેવળ વિટંબના માત્રજ છે.

ઉપદેશ ચિંતામણી.

એક સમય ધારાપતિ ભોજરાજ રાજસભામાં સિંહાસન ઉપર બીરાજમાન થયો હતો તે સમય એક સુંદર પોપટ મહેલના ઝરૂખામાં આવી પોતાની દૃષ્ટિ આગળ એવું ચરણ બોલવા લાગ્યો કે—

" **યદ્દીયતે તન્નલભેદ્ દ્વિજેભ્યઃ**—હે ભોજરાજ! જે તેં બ્રાહ્મણને આપ્યું છે તે તું પામવાનો નથી." આવું પોપટનું બોલવું સાંભળી ભોજરાજ અતિ વિસ્મીત થઇ પંડિતો પ્રત્યે પુછવા લાગ્યો કે—આ પોપટ જે ચરણ બોલે છે તેનો ભાવાર્થ શો છે તે જણાવો! અને જો ન જણાવી શકો તો તમો સર્વ જણ મારા રાજ્યથી દુર થઇ જાઓ. જ્યારે બ્રાહ્મણોને અનર્ગળ દ્રવ્ય આપ્યા છતાં જન્માંતરે તેનું ફળ મળનાર નથી ત્યારે તેઓને આપવાથી શું ફળ? તે સત્વર બતાવો."

આ પ્રમાણે રાજાનું તીવ્ર ભાષણ સાંભળી સકળ પંડિતો મુંઝવણમાં પડયા અને એક એકના મુખ સન્મુખ નિહાળવા લાગ્યા; પરંતુ પોપટના બોલવાનો ભાવાર્થ કોઇ ભાખી શક્યા નહિ. તે જોઇ કવિ કુળગુરૂ કાલિદાસ તે પોપટના બોલનો ભાવાર્થ કથન કરવા ઉદ્યુક્ત થયો. કેમકે કાલિદાસ સારી પેઠે સમજી ગયો હતો કે રાજાને અત્યંત દાન આપતો નિહાળી તેને દાન દેતો બંધ પાડવા આ પ્રપંચ રચના રચેલી છે; કારણ કે પોપટનું બોલવું સાંભળી રાજાનું મન શંકાશીલ બની જશે, જેથી બ્રાહ્મણોને દાન આપતો બંધ પડશે; પરંતુ તે પ્રપંચ રચનાને પાયમાલ કરી પોપટના બોલેલા ચરણ વડેજ મહારાજાના મનમાં દાન આપવાની વિશેષ અભિલાષા થાય તેમ રચના રચવાનું વિચારી કાલિદાસે કહ્યું કે—"ધર્માવતાર ! આપે જે પોપટનું બોલવું સાંભળ્યું તે અક્ષરે અક્ષર સાચું છે; કેમકે તેનું બોલવું માર્મિક ભાવપૂરિત છે. આપને તેનો સત્ય અર્થ સમજવામાં ન આવવાથી અવળો અર્થ ભાસેલ છે, પણ દેવી પ્રસાદથી જાણેલ તેનું ખરૂં રહસ્ય એ છે કે—"આપ પૂર્વ જન્મમાં કોઇ દરિદ્ર કુળમાં જન્મેલ હતા, ત્યાં દારિદ્રયતાના લીધે લાકડાના ભારા વેચી પોતાનું ગુજરાન ચલાવતા હતા અને આ પોપટ છે તે પૂર્વ જન્મમાં દરિદ્રિ બ્રાહ્મણ હતો. એક વેળાએ ટાઢના દિવસોમાં આપ લાકડાનો ભારો માથે ઉપાડી વેચવા જતા હતા અને એ પોપટનો જીવ જે બ્રાહ્મણ તે શિયાળાના દિવસોમાં ટાઢથી બહુજ દુઃખી થતો હતો તે આપના આગળ આવી કહેવા લાગ્યો કે—" અરે ભાઇ ! હું ટાઢથી મરી જાઉં છું, ટાઢથી મારૂં શરીર બહેરૂં થઇ ગયું છે માટે જો તારા હૃદયમાં રામ વસતા હોય તો, આ લાકડાનો ભારો મને આપ કે જેથી તાપ કરી તાપી મારી ટાઢને ટાળું, જો તું આટલું મારૂં કહેવું પ્રભુ પ્રીતે માનીશ તો તે અનુકંપાદાન—દયાદાનથી જન્માંતરે આ નહિ જેવા કારણથી અત્યંત ફળને પામીશ. જો કે તારી શક્તિની અનુસાર તારી કમાણી છે,

તેમ તારી જાત મહેનતનુંજ પુણ્ય છે માટે જો દયા દિલમાં ઉત્પન્ન થાય તો મને ટાઢથી બચાવ કે જેથી તારૂં પ્રભુ કલ્યાણ કરશે." આવું દીનતા યુક્ત અને દયાજનક ગરીબ બ્રાહ્મણનું બોલવું થયું; તદપિ આપના મનમાં જરા પણ દયા આવી નહિ અને તેના કથન ઉપર લક્ષ ન આપતાં આગળ પંથ માપ્યો, એ બનાવ જોઈ ઝરૂખામાં બેઠેલી ગુંણકાના મનમાં ટાઢે મરતા બ્રાહ્મણ માટે બહુજ લાગણી થઇ આવી, જેથી આપને બોલાવી કહ્યું કે—"ભાઇ! આ કાઠીના ભારાનું શું લેવું છે? જે વ્યાજબી હોય તે કહે. મારે કાંઇ ઘર કામ માટે ઉપયોગમાં લેવો નથી, પણ આ ટાઢે મરતા બ્રાહ્મણને તપાડવા માટે જોઇએ છે માટે જો એક પૈસો ઓછો લઇશ તો તને પણ પુણ્યનો હિસ્સો મળશે." આવું વેશ્યાનું બોલવું થયું, તે સાંભળી આપના મનમાં વિચાર ઉપજ્યો કે—"જે નિંદ્ય કર્મ કરનારી વેશ્યા છે અને જેણે જેને તેને ધુતી ધુતીને ધન એકઠું કરેલ છે; છતાં તે પણ ટાઢના દુઃખથી પીડાતા બ્રાહ્મણને નિહાળી તેને દયા આવવાથી પૈસા ખરચવાનું મન થઇ આવ્યું, જ્યારે જગતને ઠગનારી જગલાડીને પરમાર્થ માટે પૈસા ખર્ચવા ઉત્સાહ થયો ત્યારે શું હું તેનાથી પણ જાઉં તેમ છું કે? હું કાંઇ પારકું ધન હરનારો નથી, હું તો જાત મહેનત કરી નિર્વાહ ચલાવનારો છું, તો પછી તેવા મળેલા પુણ્ય અવસરને શક્તિ છતાં શા માટે વ્યર્થ જવા દઉં. સમય ઉપર એક પાઇ આપેલી પણ રૂપૈયા સમાન ફળ આપે છે માટે આવા અર્થિ અને દુખીઆરા જનને જોઇતી વસ્તુ આપી પુણ્ય ઉપાર્જન કરી લેવું એજ સર્વોત્કૃષ્ટ છે." એવા નિશ્ચય ઉપર આવી લાકડાનો ભારો માથાથી ઉતારી દેવતા સળગાવી તાપ કરી તે ટાઢે મરતા બ્રાહ્મણને પ્રેમપુર્વક તપાડી ટાઢથી બચાવ્યો, જેથી શુભાશિર્વાદ દેતો તે બ્રાહ્મણ પોતાના સ્થાનકે ગયો. કાલાંતરે તે બ્રાહ્મણનું આયુ ક્ષીણ થવાથી મરણ પામીને કર્મવશ્યથી પોપટની યોનિને પામ્યો અને આપ અનુકંપાદા-

નના પ્રભાવથી મહાન સમૃદ્ધિવંત સામ્રાજ્ય પદ પામ્યા. પોપટ યોનિ કર્મવશ્યથી બ્રાહ્મણના જીવને પ્રાપ્ત થઇ છતાં જ્ઞાન બળ કેવળ નાશ થયું ન હતું જેથીજ પોપટ યોનિમાં પણ સારી પેઠે લોકોનું મનરંજન કરે તેવું સુવાક્ય ઉચ્ચરવાની શકિત પ્રાપ્ત કરી હતી. પોપટને પરભવના કાર્યનું સ્મરણ થવાથી આપને તેની યાદી આપી આશિર્વાદાત્મક અને બોધરૂપ શ્લોક કહી સંભળાવે છે કે—

**आर्तेषुदीनेषुगुणान्वितेषु यच्छ्रद्धयास्वल्पमपिप्रवृत्त ॥**
**काष्टप्रदानाल्लभतेहिराज्यं यद्दियते तन्नलभेद्विजेभ्यः ॥**

હે રાજેંદ્ર ! આર્ત જનોને, દીન ગરીબોને અને ગુણી જનોને વિષે જે જન શ્રદ્ધા રાખી થોડું પણ દાન આપે અર્થાત જે વેળાએ જે વસ્તુની જરૂર હોય તે વેળાએ તે વસ્તુ તેઓને આપે તો કિંચિત દાન છતાં અનંત ફળ મળે છે; જુવો કે તમે પૂર્વ જન્મમાં નહી જેવા લાકડાના દાનથી અર્થાત જીવદયા ચિંતવવાથી સામ્રાજ્ય પદ પામ્યા એ કારણ માટેજ કહુંછું કે જે તમે બ્રાહ્મણને આપ્યું તે પામવાના નથી મતલબમાં લાકડાં આપ્યાં છે તે મળવાનાં નથી; પણ એક લાકડાના દાનથી જન્મોજનમ રાજસુખ પામશો.

આ પ્રમાણે સમયને લગતું કવિવરનું બોલવું સાંભળી ભોજરાજ અતિ પ્રસન્ન થયો અને અમૂલ્ય શિરપાવ બક્ષિ માનમાં વધારો કર્યો.

**વાર્તાનો સાર** ખુલ્લોજ છે કે—અવસર ઉપર જોઇતી વસ્તુ માગનારને આપવી એજ અતિ લાભદાતા છે. વગર અવસરે ચાહે તો અમુલ્ય ચીજ આપે તો પણ ખારોડ જમીનમાં બીજ વાવવા સમાન નકામી જાણવી. બીજો સાર એ છે કે—બગડી વાર્તાને સુધારવી એજ શાણુપત અને બુદ્ધિપ્રગલ્ભતાની ખરેખરી કસોટી છે માટે તેવી સરસ ખુબીવાળી ચાતુર્યતા હાથ કરવા ઇશ્વર ઉપાસના અને સતસંગ કરવો એજ મનોવાંચ્છિત સિદ્ધ કરનાર છે.



# વાર્તા વીસમી.

વચનમાંજ વશિકરણ છે, વચનમાંજ વૈર ઝેર સમાયલાં છે, વચનમાંજ માન અપમાન છે, વચનમાંજ સુખવૈભવ વસે છે મતલબમાં જે માણસ સમયને અનુકૂળ બોલી જાણે છે તેજ માણસ ધારેલી ધારણા પાર પાડી વિજયની વરમાળને વરે છે. **સુબોધલહરી.**

કોઇ એક ભિક્ષુક બ્રાહ્મણ અત્યંત દારિદ્રયથી પીડાતો હતો. જેથી તેનાં બિચારાં નાનાં બાલુડાં અને સ્ત્રી અન્નવિના ટળવળ્યા કરતાં હતાં. હમેશાં સરસ્વતીને અને લક્ષ્મીને મહાન વૈર હોય છે. એક સમય શ્રી કૃષ્ણ પરમાત્માએ લક્ષ્મીજીને પણ પુછ્યું હતું કે—હે પ્રિયે ! મને પ્રિય જે બ્રાહ્મણ તેને ત્યાં વિશેષે કરીને તું નિવાસ કરતી જોવામાં આવતી નથી તેનું શું કારણ છે ? આવું પ્રભુનું બોલવું સાંભળી લક્ષ્મીજીએ કહ્યું કે—હે નાથ ! બ્રાહ્મણને ઘેર જ્યારે મારૂં ચાલે નહી અર્થાત જન્માંતરનાં કૃત્યો બળવાન હોય ત્યારેજ મારે પરાણે તેને ત્યાં જઇ વસવું પડે છે; પરંતુ મારા ઉલ્લાસવડે હું કદી જવા ચાહતીજ નથી. ચાહતી નથી તેનું કારણ એજ કે મારે વસવાનું જે કમળગૃહ તેને ચુંટી લઇ શિવજીના લિંગને શોભાવે છે અર્થાત મારા ઘરનોજ ખોડો કહાડનાર છે. અગસ્ત્ય નામનો બ્રાહ્મણ મારા પિતાનેએ પી ગયો હતો, વળી મારી વૈરીણી જે સરસ્વતી તેને એ સદા મુખમાં ધારણ કરનારો છે, તેમ ભૃગુનામના બ્રાહ્મણે આપની છાતીમાં લાત મારી હતી, તેથી બ્રાહ્મણ મને અપ્રિય છે. આ બિચારો બ્રાહ્મણ ઘણો વિદ્વાન હતો, પણ લક્ષ્મીએ તદન રૂષણાં લીધેલાં હોવાથી ભૂખના દુઃખથી ભારે પીડા પામતો હતો. એકવાર મનસાથે વિચાર કરી સરસ્વતી દેવીની સહાયતાવડે અલક્ષ્મીને અલગ કરી પૂજ્ય લક્ષ્મીને પરાણે ઘસડી લાવવા ભોજભૂપ પાસે જવા પ્રયાણ કર્યું; કેમ કે **હરીયો કે**

દરબાર સેવ્યા વિના દારિદ્રય દુર થતું નથી ! અને વિદ્યા-
વિલાસી નરવર વિના અન્યના આગળ વિદ્યા પ્રકાશવાથી પણ લાભ
શો ? એ હેતુ માટેજ વિદ્યાવિલાસી ભોજરાજની ભેટ લેવાને રસ્તો
માપ્યો અને કેટલેક દિવસે ઉજ્જયનીએ આવી પહોંચ્યો. માળવપતિના
રાજ્યનિયમથી તથા રાજેંદ્રના પ્રચલિત વિચારોથી વાકેફગાર થઇ અને
નિત્યકર્મથી નિવૃત થઇ હસ્તમાં શ્રીફળ ધારણ કરી રાજકચેરીમાં જઇ
શિવભકત ભોજભૂપને શુભાશિર્વાદ દઇ ઉભો રહ્યો એટલે ભોજભૂપે
તેની પંડિતાઈ નિહાળવા પુછ્યું કે-“ **कुतंआगम्यतेब्रह्मन्** હે બ્રહ્મ !
ક્યાંથી આવોછો ?” ભૂદેવે કહ્યું કે-**कैलासादागतोस्म्यहं** હું કૈલા-
સાસથી આવુંછું. આવો ઉત્તર સાંભળી ભોજ પ્રસન્ન થયો અને પુનઃ
પુછવા લાગ્યો કે-“ જ્યારે કૈલાસથી આવો છો ત્યારે કહે કે-**शिव
स्यचरणौस्वस्ति** શિવજીના ચરણ સ્વતિકારી-કુશળ તો છે ? આ
પ્રશ્નના ઉત્તરમાં બ્રાહ્મણે આતુરતાથી જણાવ્યું કે-“ **किंपृच्छसिदिवोमृतः**-હે રાજેંદ્ર ! એ વિષે શું પુછોછો; કેમ કે શિવજી તો
કૈલાસવાસી થયા છે !”

આવું અસંભવિત વાક્ય સાંભળી ભોજરાજે આતુરતાથી પુછ્યું
કે “ અરે ભૂદેવ ! આ શું બોલોછો ? શું અજર અમર જે કાળભક્ષક
સદાશિવ તેનું તે મરણ સંભવે ! ! છતાં તમે જો કૈલાસવાસિ થયાનું
કહોછો તો તેમ થવાનું કારણ શું ? અને જો તેમ થયું હોય તો
તેમનાં ઉપકરણોની શી અવસ્થા થઇ ? તે જાણતા હો તો કહી સંભ-
ળાવો.” આવું ભૂપાળનું બોલવું સાંભળી ભિક્ષુક ભૂદેવે કહ્યું કે ‘ હે
ધરાધીશ !

> **अर्धदानववैरिणा गि[illegible]र्धं हरस्याहृतं**
> **देवेत्थंभुवनत्रयेस्मरहराभावेस[illegible]न्मीलति ॥**
> **गङ्गासागरमम्बरंशशिकलाशेषश्चपृथ्वितलम् ।**
> **सर्वज्ञत्वमधीश्वरत्वमगमत्वांमांचभिक्षाटनम् ॥**

શિવજીનું અરધું અંગ તો દૈત્યરીપુ શ્રી વિષ્ણુએ હરી લીધું અને અરધું અંગ અર્ધાંગના ગિરિજાએ હરી લીધું એટલે આખું અંગ તો વેહેંચાઈ ગયું, અને એમનાં ઉપકરણો પૈકી ગંગાજી સાગરમાં જઇ મળ્યાં, ચંદ્રકળા ચંદ્રમાં જઇ મળી, શેષનાગ ભોગાવતીમાં પધાર્યા, શિવજીનું સર્વજ્ઞપણું આપને પ્રાપ્ત થયું અને એ સિવાય ભિક્ષાટનાદિનાં સાધનો મને પ્રાપ્ત થયાં અર્થાત કૈલાસવાસિ શિવજીની અને તેમના ઉપકરણોની આ પ્રમાણે અવસ્થા થઇ."

આવા પ્રકારનું અજબ ખુબીવાળું અલંકારિક બોલવું સાંભળી ભોજરાજ અત્યંત પ્રસન્ન થયો અને તેને ઇચ્છિત વસ્તુઓ અર્થાત ધન, વસ્ત્ર, પાત્રાદિ પદાર્થો અર્પણ કરી તેના દારિદ્રયને ચૂરી નાખ્યું.

**વાર્તાનો સાર** એ છે કે—ભોજરાજની ગુણજ્ઞતા ઉદારતા અને વિદ્વતા કેવી હતી? તેમ બ્રાહ્મણની વાકય ચાતુરી પણ કેવી હતી તે ઉપરની વાર્તા સ્પષ્ટ બતાવીજ આપે છે. મુખ્ય તો એજ સમજવાનું છે કે વિદ્યાબળથી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે માટે જેમ બને તેમ વિદ્યા પ્રાપ્ત કરવી એજ વાંચ્છિત સિદ્ધિદાતા છે.

## વાર્તા એકવીસમી.

સંસારની આધિવ્યાધિ અને ઉપાધિયોથી કંટાળેલા પ્રાણીયોને આનંદ પ્રાપ્ત થવા સર્વથી સરસ અને સહેલો રસ્તો એ છે કે રસાલંકારાદિ સાહિત્ય સંબંધી ચર્ચા હાસ્યવિનોદ અને આલ્હાદ આપનારી જ્ઞાનગોષ્ટિ તથા રમુજી રમ્મત ગમ્મતો અને સ્ત્રીઓના મનોર નૃતગીત વા વિલાસ એજ આનંદનું મૂળ છે. આનંદલહરી.

એક સમય ભોજરાજ અને કવિ કાળિદાસ એકાંત ભુવનમાં જ્ઞાન ગોષ્ટિ ચલાવતા હતા તે સમય માલવપતિએ કવિવરને એક વિપરીતાલંકાર યુક્ત પાદપૂર્તિ સમસ્યા પુછી કે–**तिलतुषपुट कोणे मक्षिकोष्ट्रंप्रसूता**–તલના ફોતરાના છેડા ઉપર માખીએ ઉંટને પ્રસવ્યો. આવા વિપરીત ભેદને સુચવનારી સમસ્યા પૂછી તેથી કવિવરે તેના સંબંધને મળતાં ત્રણ ચરણ રચીને કહ્યાં કે–"

> **कवसतिलघुजन्तुः किंनिदानंहिवान्ते ।**
> **झटितिवदपशुकं लम्बकंठंवदान्त ॥**
> **प्रसवसमय दुःखंवेत्तिका कामिनीनां ।**
> **तिलतुषपुटकोणेमक्षिकोष्ट्रंप्रसुता ॥**

**સ્વાલ**–સૂક્ષ્મ જંતુઓ ક્યાં વસે છે? **જવાબ–तिलतुषपुट-कोणे** તલના ફોતરાના અંતમાં. **સ્વાલ**–ઉલટી થવાનું નિદાન શું? **જવાબ–मक्षिका**–માંખીની પાંખ. **સ્વાલ**–જલદીથી કહો કે કયા પ્રાણીને લોકો લાંબી ડોકવાળું કહે છે? **જવાબ–उष्ट्रं**–ઊંટ. **સ્વાલ**–કામિનીઓના પ્રસૂત વેળાની પીડાને કઇ કામિની જાણે? **જવાબ–प्रसुता**–જેણે છોકરૂં જણેલું હોય તે જાણે."

આ પ્રકારે ચોથા ચરણમાં ચાર પ્રશ્નોના ઉત્તર ઘટાવી તેના પૂર્વના ત્રણ પદોમાં તેના પ્રશ્નો કહી બહિર્લાપિકા પ્રબંધ રચી મહારાજાના વચનને સત્ય કરી બતાવ્યું. તે જોઇ માલવપતિ અતિ આનંદ પામ્યા.

**વાર્તાનો સાર**—ખુલ્લોજ છે.



# વાર્તા બાવીસમી.



એક સમય ભોજરાજ પોતાના પ્રિયમિત્ર કાલિદાસ સહિત નગરીની જનચર્ચા જોવા રાત્રિની અંદર ગુપ્તવેશ યુક્ત ફરતો હતો. સમય ગરમીનો હોવાથી રાજાને તરસ લાગી જેથી કાલિદાસને કોઇ સુઘડના ઘરમાંથી પાણી લઈ આવવા પોતે ઇચ્છા જણાવી. જેથી કાલિદાસ પાસેના ઘરમાં દાખલ થયો અને જોયું તો તે ઘર એક સુઘડ ગુણસેના ગુણિકાનું જણાતાં તેણીની પાસેથી પીવા યોગ્ય પાણીની તેણે ઇચ્છા દર્શાવી. જેથી ગુણિકાએ આકૃતિ પોષાક અને વાણી વગેરેથી કોઇ યોગ્ય પુરૂષ જાણી પાણીને બદલે શેરડીના સાંઠાને તુરત કોહોલુમાં પીલી તેનો તાજો રસ કહાડી આપવા યત્ન આદર્યો; પરંતુ મહા મહેનતે એક સાંઠાના રસથી એક લોટો ભરાયો. એ જોઇ અત્યંત ખેદ પૂર્વક ગુણિકા કહેવા લાગી કે વીરનર! હમેશાં આ એકજ સાંઠામાંના રસથી એક ઘડો અને એક લોટો ભરાતો હતો, છતાં આજે કઠીનતાથી એકજ લોટો ભરાયો છે. મનુભગવાને કહ્યું છે કે વરસાદ ઓછો થયો કે વિશેષ થયો તથા ધાન્ય ફળોમાં રસકસ ઓછો થવો કે વધારે થવો એ માત્ર રાજ્યકર્તાની વિચારણા ઉપર તેનો આધાર છે, એથી માનું છું કે મહારાજા ભોજરાજે પોતાની પ્યારી પ્રજા પર કહો ન કહો પણ આજે કંઇ પીડા આપવા રૂપ વિચાર નિરધાર્યોજ હશે, નહી તો આ શેલડીમાંથી આમ છેક રસ સુકાઇ જાયજ નહી. પરમાત્મા! રાજના કોપ કટાક્ષથી પ્રજાને બચાવો!' એટલું કહી તે લોટો કાલિદાસની હજુર હાજર કર્યો, અને તે લઇ કાલિદાસ મહારાજા હજુર જઇ તે રસ આપી આનંદ પામ્યો તથા રાજાએ પણ ને મધુર રસપાનથી તૃષા નિવારી આનંદ મેળવ્યો.

કાળિદાસ પ્રતિ રાજાએ પૂછ્યું કે—' રસ લાવતાં વિશેષ વાર

કેમ લાગી ?' કાલિદાસે ગુણિકાને ત્યાં બનેલ હકીકત સર્વ નિવેદન કરી કરી, એથી ભોજરાજા આનંદાશ્ચર્યને વશ થઇ બોલ્યો કે—'તેણીનું માનવું સત્ય છે. આજે મોટા શિવાલયમાં એક ધનાઢ્ય વાણિયાએ નાટય કરાવ્યું છે તે જોઇ મ્હારૂં મન ચોકસ વિચાર પર આવ્યું હતું કે સવારે એનું ધન જપ્ત કરી ત્રિજોરીને શરણુ કરવું; કારણુ કે એણે ધનના મદમાં અંધ બની કામરિપુ શિવજી સમીપ કામોધીયન કથામય નાટય કરાવી રહેલો છે. શું તેને દેવના અવમાનની પણુ દરકાર નથી! પરંતુ મિત્રવર! હવે તે મારા માઠા વિચારો સર્વ સંકેલી તેના તરફ સત્યપણે મમતાળુ મન કરૂં છું. માત્ર બોધરૂપ તેને બે વાત કહી દેવની અવજ્ઞાની માફી લેવા સૂચન કરીશ. માટે હવે તું ફરીથી એકવાર રસ આપવા મજકુર ગુણિકાને સભ્યતાપૂર્વક નિવેદન કર. જેથી હવે રસ કેટલો નિકળે છે તે જોવા ને જાણુવા આતુર છું.'

કાલિદાસ લોટો આપવા પાછો તે ગુણિકાની પાસે ગયો અને સભ્યતા પૂર્વક એકવાર ફરી રસ આપવા કહેવા લાગ્યો. જેથી સભ્ય ગુણિકાએ પ્રાર્થના ભંગના પાપથી મુક્ત રહેવા ફરી એક શેરડીનો રસ કહાડવા માંડ્યો તો તેથી પૂર્વની પેઠે પુષ્કળ રસ નિકળ્યો. એ જોઇ તેણીએ કહ્યું કે નક્કી મહારાજાના વિચારમાં પ્રજા પર રહેમ કરવાના રજકણો બળવાન બન્યા છે. નહી તો ભાઇ! આપેજ પ્રથમ જોયું હતું તેવીજ શેરડીમાંથી અત્યારે કેટલો બધો રસ નિકળ્યો છે તે નિકળતજ નહી. ભગવાન ભોજભૂપના ભવ્ય હૃદયમાં એવાજ વિચારોને અચલતા આપે: એમ કહી રસ ભરેલ પાત્ર કાલિદાસને અર્પણુ કર્યું અને તે લઇ રાજા પાસે ગયો તથા સર્વ હકીકત નિવેદન કરી જેથી પ્રસન્ન થતો ભોજરાજ ચર્ચા નિહાળી રાજમહેલમાં જઈ પહોંચ્યો.

પ્રાતઃકાળ થતાં દરબાર ભરાવાથી ચપરાસી દ્વારા તે ગુણિકાને બોલાવી રાત્રિની વાર્તા જાહેર કરી આનંદપૂર્વક તેણીને શિરપાવ

આપ્યો અને ભોજરાજે દૃઢતાથી જણાવ્યું કે–"બનશે તેમ હું હવેથી પ્રજાપર રહેમ નજરજ રાખવા યત્નવાન રહીશ કે જેના લીધે મારા રાજમાં રસકસની રેલમછેલ જણાય. મને દર્શનીક પુરાવાથી તમોએ જાગૃતી આપી છે તે માટે તમારો ઉપકાર માનું છું." ઇત્યાદિ શબ્દ સૌભાગ્યથી સંતોષી તેણીને વિદાય કરી અને પોતે પોતાના આનંદમાં નિમગ્ન થયો.

**વાર્તાનો સાર**–આપણને એજ શીખવે છે કે પ્રજાને પીડા થવાનું, વૃષ્ટિની તંગી થવાનું ફલફુલમાંથી રસકસ કમી થવાનું અને દૂઝણુંની અછત થવાનું કારણ માત્ર રાજકર્તાની કૃપાનુંજ ફળ છે. તેમજ રાજાએ પોતાના રાજમાં ગુપ્ત વેશથી ફરી પ્રજા સુખી છે કે દુઃખી ? તથા તે મારા ન્યાય માટે શું મત ધરાવે છે અને મને કેવા આશિષ આપે છે તે જાણવાની ઉત્કંઠા રાખવી એ રાજકર્તાની ચડતીનું નિશાન છે.



## વાર્તા તેવીસમાં.



એક સમય મહારાજા ભોજરાજે એક પોપટને એટલુંજ ભણાવી તૈયાર કર્યો હતો કે જ્યારે કંઇ પૂછે ત્યારે "**एकोनमव्य** એટલે કે એકે વસ્તુ સારી નથી." બસ આટલોજ જવાબ દેતો હતો.

આ પ્રમાણે તેને ભણાવવાનું પ્રયોજન એ હતું કે એક ઉલટી થવાની દવાની પણ જરૂર ન પડે એવી કદરૂપી ભીખારણ પતિ વિનાની રખડતાં છતાં તેણીને સુવાવડ આવી હતી, અને એ વાત ભોજરાજના જાણવામાં આવતાં તેને વિસ્મયતા થઇ કે આવી બદશીકલ–ગંદી–વસ્ત્રના પણ ઠેકાણા વગરની ભીખારણનો ભોગી કોણ થયો હશે કે

જેથી પુત્રવતી થઇ ! માટે છુપા જાસુસો મારફત એનો પત્તો મેળવવો જોઇયે કે તેણીનો આશક છે.'

આ પ્રમાણે વિચારી છુપા જાસૂસોને તેનો તપાસ કરવો સુંપી દીધો એટલે તેઓ રાત દિવસ ભીખારણના ભોગીને શોધવા લાગ્યા.

એક દિવસ એવો બનાવ બન્યો કે એક મનુષ્ય રસ્તે ચાલ્યો જતો હતો, દરમ્યાન તેને તમાકુ ખાવાના દુર્વ્યસનની તલબ લાગી આવી અને ચૂનાની દાબડી કહાડી જોયું તો તે સૂકાઇ ગયેલો જણાયો. પાણી તપાસતાં પાણી કયાંએથી પ્રાપ્ત થયું નહી અને તલબથી તો તાલાવેલીએ તેને ત્રાસ આપવા માંડયો જેથી આડે અવળે જોતાં કોઇને દેખવામાં ન આવતી એક મકાનની મોરી ટપકતી હતી ત્યાં તેણે ચૂનાની દાબડી ધરી ચૂનો પલાળી લઇ તમાકુમાં મેળવી તલબને તૃપ્ત કરી.

આ બનાવ જોઇ રાજસેવકોએ તેને પકડી લીધો અને તે ભીખારણ સંબંધી વાત પૂછી તો આખરે સત્ય નીકળી આવી.

• જાસુસોએ અનુમાન કર્યું કે જેને મોરીના પાણીથી ચૂનો પલાળી ઉપયોગમાં લેતાં એ પણ ઘૃણા ન આવી કે આ તે ગંદુ પાણી છે, પેશાબ છે કે જળનો પ્રવાહ છે ? ! અને ધારવા ઉપરથી પણ સ્પષ્ટ જણાઇ આવે તેમ હતું કે મોરીનું પાણી ચોખ્ખું તો હોયજ શાનું ? જે હોય તે અસ્વચ્છ પાણીજ હોય. છતાં તેવા પાણીનો ઉપયોગ કરતાં જરા પણ વિચાર ન આવ્યો, તો પછી તેવી ગંદી ગમારણના સમાગમમાં પણ વિષયની તલપ ભાગવા તેમ કર્યું હોય તો તે ખાસ માનવા યોગ્યજ છે.' એમ માની તેને પૂર્ણ રીતે તપાવ્યો કે તુરત તેણે સાચી વાત જણાવી દીધી. જેથી તેને રાજ હજૂર લઇ જવામાં આવ્યો અને સઘળી વાત રોશન કરી જાસુસોએ મૌન ધારણ કર્યું.

રાજાએ તેને અથેતિ પૂછ્યું અને ફિટકાર આપ્યો કે આવા ગ્લાનિ ભર્યા કામમાં કંઈ પણ ઘૃણા ન આવી જેના લીધે શત કોટી ધિક્કારનાજ પાત્ર રૂપ છો. દુર્વ્યસન હોય છે પણ તેની સીમા આટલા લગી તો આજજ જાણી છે. તને શિક્ષા કરવી પણ શું ઘટે; કેમકે કુદરતે અધોગતિના ભાગી તો બનાવીજ દીધલ છે અને આગળ ઘોર અધોગતિનો સંચય પણ કરી મૂકેલો છે. બસ ચાલ્યો જા—દુષ્ટ ફરી ત્હારૂં મ્હોં ઇશ્વર મને ન બતાવો !' એટલું કહી કહાડી મૂકયો. પરંતુ આ વાત જાહેરમાં લાવી દુર્વ્યસનિયોને દુરાચારથી દૂર થવાનો ધડો લેવા માટે એક પોપટને ખાનગી રીતે **एकोनभव्य** આવો પાઠ ભણાવી તૈયાર કર્યો અને તે પછી સભાની અંદર તે પોપટને શિખવેલો શબ્દ ઉચ્ચરાવ્યો; એટલુંજ નહી પણ આ શબ્દનો મતલબ શું છે તે જાણવાને આતુર છું માટે વિચારીને સમજાવો એવું પણ સર્વ પંડિતોને જણાવ્યું.

જોકે પંડિતોએ અનેક તર્ક વિતર્ક સાથ અર્થભાવ ગોઠવ્યા તથાપિ રાજાના મનમાં તે એકે રૂચ્યા નહીં. છેવટ કવિવર કાલિદાસ પ્રતિ પૂછ્યું તો તેણે શ્રી કાલિકાજીના પ્રસાદથી કહ્યું કે; દુર્વ્યસન એકે સારૂં નથી અને એ વાકયની સાક્ષીમાં એજ પ્રમાણ છે કે—

( ઇંદ્રવિજય છંદ. )

**એક સમૈ વ્યસંની જન વિહ્વલ હોઇ વિરૂપિત્રિયા સંગ કીન્હો,**
**દેખિ પ્રસૂત દશા પ્રભુને તંવ આશક શોધનમેં દિલ દીન્હો;**
**ડિબ્બિ વિષે જલ દૃષ્ટ લિયો યહ દેખતરી ચરને ચટ ચીન્હો,**
**પાઠ પઢાય લિયો શુક કોં વહ સાર સભી સમુઝી લખિ લીન્હો.**

આ પ્રમાણે ઉત્તર શ્રવણ કરતાં કવિશ્રેષ્ઠ કાલિદાસના શબ્દ સૌભાગ્યને અત્યંત ધન્યવાદ. ભોજરાજ અત્યંત આનંદમાં લીન થયો,

અને તે પછી એ વૃત્તાન્ત પ્રકટપણે પ્રકાશી દુર્વ્યસનીઓને ધડા લેવા યોગ્ય શબ્દાડંબર સાથ તેમણે અતિ અસરકારક વ્યાખ્યા કરી સભાજનોને ચમત્કાર ઉપજાવ્યો.

**આ વાર્તાનો** સાર એજ લેવાનો છે કે દુર્વ્યસનથી માણસની દુર્દશા થાય છે અને ઉભય ભવ ભ્રષ્ટ થતાં કાળી રેખા સાથ ઇતિહાસ પત્રમાં નામ અંકિત થાય છે માટે કોઇ પણ દુર્વ્યસનને તાબે થવુંજ નહિં.

## વાર્તા ચોવીસમી.

એક સમય ભોજરાજાના બંધાવેલા ભોજ સરોવર આગળ એક ધનાઢ્ય વ્યાપારિયે ગમ્મત જોવાની ખાતર પોતાના માણસો પ્રતિ કહ્યું કે–' આ સરોવરમાં પડી પશ્ચિમથી પૂર્વ લગી તરી પાર જવા જે હિમ્મતવાન નિવડે તેને એક હજાર મ્હોરો આપું. '

આ સાંભળી લોભી લાભશંકરે તેમ કરાવાની હામ ભીડી ભોજ સરોવરમાં કુદકો માર્યો અને તરી પાર જવા માટે પૂર્ણ શ્રમ લીધો પરંતુ દૈવે પણ તેની મુરાદ નિષ્ફળ થવા પૂર્ણ શ્રમ લીધેલ હોવાથી પાર જવાને બદલે અધવચ પાણીમાં ડૂબી તે મરણને શરણ થઇ ગયો. અને તે હાયત્રોય કરતાં મરવાથી અવગતિયો થયો જેથી તે દિવસમાં ત્રણ વાર પાણીમાં દેખાવ દઇ કહેતો હતો કે ' એકથીજ બૂડે છે ! ' આમ હોવાથી તેના ભયના લીધે પાણીઆરીયો વગેરેએ તે સરોવરનું પાણી ઉપયોગમાં લેવુંજ બંધ કરી દીધું, અને એ વાતની ફરિયાદ ઠેઠ મહારાજા લગી જઇ પહોંચી. એટલે પંડિતોને તેના નિર્ણય માટે તાકીદ આપી પ્રજાની તકલીફ હરવામાં નિમગ્ન થયા.

પંડિતોએ પુષ્કળ વિચાર કર્યો પણ તે અવગતિયાના કથનનો કંઇ સાર સમજવામાં ન આવતાં તેઓએ ૭ માસની મહેતલ માંગી તથા તેના નિર્ણય હિતાર્થે પરદેશ જઇ ગમે તેનાથી ખુલાસો મેળવવા માટે વરરૂચિ પંડિતે બીડું ઝડપ્યું.

વરરૂચિ ફરતો ફરતો ગામો ગામ પોતાની મતલબ પાર પાડવા યત્ન કરતો હતો અને વિચારતો હતો કે એક વૃદ્ધ એ વાત જાણે તે કોટિ યુવાનો પણ ન જાણી શકે માટે મારવાડમાં વૃદ્ધો બહુએ છે જેથી ત્યાં જવામાંજ લાભ છે એમ ધારીને છેવટે મરૂધરમાં ગયો અને ત્યાં એક વૃદ્ધ જાટ તેની નજરે પડયો. કંઇક તેના વચનમાં ચમત્કાર જણાતાં તેને પોતાની વાત કહી સંભળાવી. એટલે તેણે કહ્યું કેઃ—“ આ વાતનો ખુલાસો તો હું જાતે આવી તમારા મહારાજાને કરી બતાવીશ. પણ તસ્દી લેવાની એટલીજ છે કે મારી પાસે આ એક કુરકુરીયું છે તે મહા શુભ લગ્નમાં જન્મેલું હોવાને લીધે મારો એના પ્રતિ અત્યંત સ્નેહ છે, તેમ એમાં એક અજબ ચમત્કાર એ છે કે આને પવિત્ર બ્રાહ્મણ ખભે બેસાડી માળવપતિની સભા અંદર મૂકવામાં આવે તો એ સુવર્ણનુંજ થઇ જાય. ”

આ સાંભળી વરરૂચિ જેવા પવિત્ર કર્મકાંડી પંડિતરાજે પણ તે લોભ અને કાર્યસિદ્ધિના લોભને લીધે જે કૂતરાના બચ્ચાને ભૂલેચૂકે પણ સ્પર્શ ન કરે તેજ પંડિતે ગરજ અને સ્વાર્થલોભની ખાતર પ્રેમથી કુરકુરિયાને ખભે ઉચકી લીધું અને તેઓ પંથ પસાર કરવા લાગ્યા, તથા મજલ દરમજલ કરતાં માળવાના પાયતખ્ત–નગરમાં જઇ પહોંચ્યા. એટલુંજ નહી પણ રાજસભામાં તેજ સ્થિતિ સાથ જઇ ઉભા રહ્યા. એ જોઇ ભોજરાજેન્દ્રે પૂછયું—“ આ શું ? ” વરરૂચિએ જવાબ આપ્યો કે—“ ભોજ સરોવરના અવગતિયાના જવાબનો

ખુલાસો આપવા આ વૃદ્ધ હાજર છે માટે આપ તે સંબંધી પૃચ્છા કરવા કૃપા કરો."

ભોજરાજાએ તેને પૂછ્યું કે-" એકથીજ બૂડે છે આનો ખુલાસો શું છે?"

વૃધ્ધે કહ્યું-" આ સંસારની અંદર એક લોભથીજ પ્રાણી માત્ર બૂડે છે. વિશેષમાં તેણે કહ્યું કે આ પવિત્ર પંડિતવર કે જે કૂતરાનો કદી સ્પર્શ ન કરે તે પંડિતરાજે સુવર્ણનું કૂતરૂં થઇ જવાના લોભમાં લપટાઇ અહીંયાં લગી ખભા પર ઉચકી લઇ આવેલ છે અને તેજ સ્થિતિમાં આપે પણ નિહાળેલ છે એથીજ પ્રતિતી થાય છે કે લોભનું પરાક્રમ કેટલું જબરદસ્ત છે."

આવો જવાબ મળવાથી વૃદ્ધને ખાનપાન નિવાસ આદિનો બંદોબસ્ત કરી આપ્યો તથા તેને રીઝબોજ પણ બક્ષવામાં આવી અને તે પછી મહારાજા ભોજ સરોવર પર વરરૂચિ આદિ સહિત જઇ પેલા અવગતિયાની રાહ જોવી લાગ્યા.

બપોર થતાં તે અવગતિયો લાભશંકર પણ નિયમસર બહાર ડોકું કહાડી 'એકથીજ બૂડે છે' એમ બોલવા લાગ્યો કે રાજેંદ્રે તેને કહ્યું કે-' એકલા લોભ માત્રથીજ વિશ્વ બૂડે છે.' લોભનું સામ્રાજ્ય જગતની અંદર સર્વત્ર વ્યાપી રહેલ છે! તે એટલા સુધી કે ચેતન તો શું પણ જડરૂપ વૃક્ષો પણ નિધાનાણું છપાવવા યત્ન આદરે છે. લોભ એજ પાપનું મૂળ છે માટે જીવોની અધોગતિ કહે છે.'

આ પ્રમાણે રાજાનાં કથન શ્રવણ કરી તે અવગતિયો લાભશંકર પોતે લોભ વશ થવાથીજ પ્રાણ ખોઇ બેઠો હતો અને અસદ્ગતિ પામ્યો હતો, જેથી સત્ય ઉત્તર મળતાં તે પ્રસન્ન થયો અને પ્રત્યક્ષ

થઇ પોતાનું પૂર્વવૃત્તાન્ત સર્વ કહી સંભળાવી સદાને માટે તે સ્થળ છોડી ચાલ્યો ગયો, જેના લીધે પ્રજાને સંતોષ પ્રાપ્ત થયો.

**વાર્તાનો સાર** એજ શિખામણ આપે છે કે લોભ મહાન દુ:ખદાયી છે જેથી તેને હદમાં રાખી કાર્ય કુશળ રહેવું.

---

## વાર્તા પચીસમી.

એક સમય મહારાજ ભોજશ્રીની હજૂર દ્વારપાળે આવી અરજ કરી કે પ્રભો ! એક મનુષ્યે કહેવરાવ્યું છે કે હું મહારાજશ્રીની માસીનો દીકરો ભાઇ છું. જો આજ્ઞા હોય તો અંદર પ્રવેશ થવા દઉં.

મહારાજાએ આજ્ઞા આપી કે સુખે તેમને અંદર પ્રવેશ કરાવો. આ પ્રમાણે હુકમ થતાં તેમને અંદર આવવા પરવાનગી મળી જેથી તેણે મહારાજા હજૂર હાજર થઇ સ્વસ્તિ કહી કહ્યું કે:—

( ઉપેંદ્રવજ્રા–છંદ. )

**दूरेऽपि श्रुत्वा भवदीयकीर्तिं कर्णौहि तृप्तौ न च चक्षुषी मे।**
**तयोर्विवादं परिहर्तुकामः समागतोऽहं तव दर्शनाय।**

હે રાજન ! દૂર દેશમાં આપની સુકીર્તિનું શ્રવણ કરીને મ્હારા કાન તૃપ્ત થયા; પરંતુ દર્શન ન મળવાને લીધે નેત્રો તૃપ્ત થયાં ન હતાં એ કારણને લીધે કાન અને નેત્રોના વચ્ચે થયેલો વિવાદ મટાડવાને માટે હું આપશ્રીનાં દર્શન કરવા આવ્યો છું. ”

ભોજરાજે પુછ્યું કે ‘ મ્હારી માસી ખુશીમાં છે ? ’ પંડિતે કહ્યું–‘ ધર્માવતાર ! આપનાં દર્શન થતાં પહેલાં તો કુશળને ખુશીવંત

હતાં. હવે જીવનની શંકાને જન્મ મળે છે.'

આવું બોલવું સાંભળી તેને એક હજાર મ્હોરો આપવાની મહારાજાએ આજ્ઞા કરી. તે સાંભળીને પંડિતે નીચું જોયું. એ જોઇ રાજેંદ્રએ હજાર મ્હોરોનો હુકમ કર્યો એટલે તે પંડિતે ઉંચુ જોયું, એ જોઇ મહારાજાએ ચાર હજાર મ્હોરો બક્ષીસ કરી તે લઈ શુભાશિર્વાદ દેતો તે પંડિત પોતાને પંથે પરવર્યો.

તેના જવા પછી ધનપાળે પુછ્યું કે "ધર્મધુરંધર! આપશ્રીના માસીના દીકરા શી રીતે થાય છે? તથા તેમની આવી દશા કેમ છે? અને તેમની સાથે આપ મુંગાવાળી પારસીદ્વૈપ શું વાર્તા વિનોદ કર્યો તે જણાવવાની કૃપા હોય તો મને આનંદનો અધિકારી કરશો!"

મહારાજા ભોજરાજે કહ્યું. લક્ષ્મી અને અલક્ષ્મી એ બેઉ બ્હેનો છે તે પૈકી લક્ષ્મીનો પુત્ર હું છું અને અલક્ષ્મીનો પુત્ર તે હોવાથી અમો બેઉ મસીઆઇ ભાઈ હોવાનું પંડિતે જાહેર કર્યું હતું. જ્યારે મેં માસીની કુશળતા પુછી ત્યારે તેમણે દર્શન કરવા પહેલાં કુશળ હતી એટલે કે અહીંયાં આવ્યા પહેલાં અલક્ષ્મી દારિદ્રયતા કાયમ હતી: પણ હવે તેની હયાતી વિષે શંકા છે: કેમકે રાજ દર્શનથી તેનું કાયમપણું સંભવતુંજ નથી. આથી મેં તેમને એક હજાર મ્હોરો આપવા માંડી તો નીચું જોયું; તેનો હેતુ એ કે પાતાળમાં બેઠેલો બળિરાજા પણ તેટલું તો મેળવી શકે છે. આ ઉત્તરથી મેં બે હજાર આપવા જણાવ્યું તો ઉંચું જોઇ દર્શાવ્યું કે તેટલું તો સ્વર્ગવાસિ કર્ણ પણ હજુ આપી શકે તેમ છે એ કારણથી મેં ચાર હજાર મ્હોરોનો હુકમ કર્યો કે તુરત રાજી થઇ તે મ્હોરો અંગીકાર કરી આનંદમાં મગ્ન થઇ માર્ગને શોભાવવા ખંતીલો થયો.

આ મુળ વાર્તા વિનોદ સાંભળી સર્વ જનો આનંદ પામ્યા.

અને દેનાર તથા લેનારની જોડીની ચોગ્યતા વખાણી બેઉને ધન્યવાદ આપવા લાગ્યા.

**વાર્ત્તાનો સાર** વાક્ય ચાતુરી માટે ખુલ્લોજ છે.



## વાર્તા છવીસમી.

એક સમય મુંજરાજની વૃદ્ધ વડારણ શાક ખરીદવાને માટે શાક બજારમાં ગઇ હતી અને એક સાકર કહોળાને ખરીદતી હતી; પરંતુ તેજ કહોળાને ખરીદી જવા ઉમંગવાળી સિદ્ધનાથ યોગીશ્વરની સેવકાણીએ તેની કીમત વધારે આપવા જણાવ્યું અને એથી તે બેઉ વચ્ચે ચડાચડી થતાં છેક એક કહોળાના બે હજાર રૂપિયા પેલી સેવકાણીએ આપ્યા અને તે કહોળું ખરીદી લીધું; પણ મુંજની વડારણને હાથ જવા દીધું નહીં. એટલુંજ નહીં પણ તેણીએ ગર્વ સાથ એ પણ કહ્યું કે તું મ્હારી સાથે સરસાઇ કરવા જાય પણ હું તને વધવા ન દઉં! તારો મુંજ મારા સમર્થ ગુરૂની શકિત સિદ્ધિ અગાડી એક ગુંજ બરોબર પણ નથી. તારા મુંજના અક્ષય ખજાનાની ખુમારીથી તું આટલો દમ બતાવતી હતી પણ તે ખર્ચ્યે ખૂટી જાય તેવો છે અને મારા સિદ્ધનાથ ગુરૂની રિદ્ધિ સિદ્ધિ અખૂટ છે! સમજી? આતો બે હજાર એક કહોળાના થયા પણ લાખ થયા હોત તો પણ તને લઇ જવા ન દેત ઇત્યાદિ ગર્વ પૂર્ણ વાકયો સંભળાવી પોતાને માર્ગે ગઇ.

મુંજરાજની વડારણે પ્રસંગોપાત વાત નીકળતાં સિદ્ધનાથની સેવકાણીએ કહેલાં સંગર્વી વાકયો અને સિદ્ધનાથનું સિદ્ધિબળ કહી બનેલું વૃત્તાન્ત કહી સંભળાવ્યું. એથી ભોજરાજે તે ગુરૂરાજની મહુલીએ જઇ તેનો નિર્ણય કરવો દુરસ્ત વિચાર્યો.

ભોજરાજે વિચાર્યું કે સ્ત્રીઓનાં પેટ ઓછાં હોવાથી પેટમાં વાત સમાઇ શકતી નથી. જરૂર તે ગુરૂની પાસે અજબ શક્તિ હશેજ, નહીં તો એટલું કૂદાકૂદ કરેજ નહીં. દેડકો સર્પના મુખને ચુંબન કરે તે ગારૂડીના બળથીજ અને પાર્વતીજીના સિંહ સ્હામા નંદિ તાડૂકા કરે તે શિવજીના બળથી. માટે તે બાબત જોવા જાણવા જેવી છે. એમ વિચારી તે સિદ્ધનાથની મઢુલીએ જઇ પહોંચી તેમના ચરણમાં સવિનય સાષ્ટાંગ પ્રણામ કરી આજ્ઞા માગતાં ભોજરાજે આસન શોભાવ્યું. તથા વડારણ સાથે સેવકાણીની થયેલી ચડભડ પણ પ્રસંગ લાવી રોશન કરી એથી ગુરૂએ કહ્યું–

" ધર્મધુરંધર ! સ્ત્રીઓંકા સ્વભાવહી ઐસા હોનાહૈ કિ હલકે પેટકી હોનેકે સબબ બાત બકદેતી હૈં. મુંજરાજકા ખજાના તો બડા હૈ કિજિસકે પ્રતાપસે આપ અપાર દાન દેતે હૈ મૈં તો અમન હું. ત્યાગી હું ઔર દૌલતકી પરવાહ નહી રખતાંહૂ; તોભી દોલતકી ખાસીયત હૈ કિ **અન ચાહત લાગી ફિરૈ, કાહત ભાગી જાય.** મૈં નહીં ચાહતા હું વાસ્તે મેરે સમીપ બહુત ચાહસે ફિરા કરતી હૈ એમ કહી એક ઈંટાનો ઢગલો પડયો હતો તે ઉપર કંઇ ચૂર્ણ ભભરાવી દીધું કે તે ઢગલો સોનાનોજ બની ગયો. એ જોઇ મહારાજા ચકિત થઇ ગયા અને કહેવા લાગા આપની અત્યંત શકિત હૈ, આપ જૈસે સમર્થ સિદ્ધ મેરે રાજ્યમેં વિદ્યમાન હોને કે કારન મૈં મેરા અહોભાગ્ય માનતા હું, બસ આપ મહદાત્માઓંકી કૃપા બની રહે તો આનંદ આનંદ છા રહૈ. "

આવું શ્રવણ કર્યા બાદ સિદ્ધનાથે કહ્યું–" રાજન ! મેરે પાસ જો વિદ્યા હૈ વહ કુપાત્રકે લિયે નહીં; પરંતુ સુપાત્રકે લિયે હાજિર હૈ તુમ સુપાત્રમેં દાન દેતે હૈ યહ દેખકર મૈં પ્રસન્ન હોકે મૈં સુવર્ણ સિદ્ધિ પ્રયોગ તુમ સુપાત્રકો હી બક્ષ દેતા હું કિ જિસકા સુપાત્ર સેવા

મેં હી ઉપયોગ હુવા કરેંગા. " બસ એટલું કહી સુવર્ણ સિદ્ધિ પ્રયોગનું સકલ વિધાન પૂર્ણ પણે પ્રકાશી ઇનાયત કરી દીધું અને મહારાજાએ મહામાન્યપુર્વક તે ક્રિયાને વધાવી લઇ શુભાશિષયુક્ત સિદ્ધ કરી લીધી, કે જેના બળથી લક્ષ પસાવ કરવામાં કંઇ પણ ન્યૂનતાનો ભય રહ્યો જ નહીં, અને છેવટ લગી એજ ઉપયોગ કરવામાં ધ્યાન ધર્યું.

**વાર્તાનો સાર** એજ સૂચવે છે કે—જ્યારે ભાગ્યોદય પ્રબળ હોય છે ત્યારે અણચિંતવ્યો લાભ ઘેર બેઠે પ્રાપ્ત થાય છે. બે બેરીઓના ખડભડાટ અંદર ભોજરાજને અખૂટ લાભ મળ્યો. બીજોસાર એજ સૂચવે છે કે– પોતાની પાસે કોઇ અમૂલ્ય વિદ્યા કે હુન્નર હોય તો તે સુપાત્ર મળતાં તેને બક્ષીસ કરવામાં આતુર રહેવું કે જેથી વિદ્યાનો નાશ થતો નથી; માટે સુપાત્રના સંયોગે તેવી વસ્તુ ન છુપાવવી એજ ઉત્તમ રીતિ છે.



## વાર્તા સત્તાવીસમી.



એક વખત ભોજરાજા, રાજવૈદ્ય અને કાલિદાસ વગેરે જંગલનું સૃષ્ટિસૌંદર્યતા જોવા પધાર્યા હતા તે વખત એક ખેડૂતને રૂંઝવૃક્ષથી નીચે ચૈત્રના ખરા બપોરે સરસીયાથી ચોપડેલો ચણાનો રોટલો સરસવની ભાજી અને છાલ સહિત ખાતો નજરે પડયો એ જોઇ રાજવૈદ્યે કહ્યું કે સુખોમણી ગ્રંથના નિયમથી વિરૂદ્ધ વર્ત્તન કરનારો આ ખેડૂત પોતાના પેટને સંતોષતો નથી; પણ મરણને તેડું કરી યમને સંતોષી રહેલો છે; કેમકે આ મોસમમાં આ ખાન પાન મૃત્યુની ભેટ કરાવનારાંજ છે અને થોડી વાર પછી એ બીમાર થયા વિના રહેશેજ નહીં. મનુષ્યો રોગને કે મરણને હાથે કરીનેજ આમંત્રણ

કરે છે: કારણ કે કુદરતના કાયદા વિરૂદ્ધાહાર–વિરૂદ્ધવિહાર–વિરૂદ્ધાચાર કરવાથી અનેક રોગોનો જન્મદાતા થાય છે અને તે રોગોના પ્રભાવ થી અંતે મરણને શરણ થાય છે.

એ સાંભળી કાલિદાસે કહ્યું–' આપનું કહેવું યથાર્થ છે; પરંતુ એ વચનો સર્વમાનવને લાગુ પડનારાં નહીંજ હશે. ઔષધો દેશ, સમય, અવસ્થા, શરીર રચના, અગ્નિબળ અને પ્રકૃતિ આદિને અનુસરીને હોય છે. કંઇ સર્વત્ર એક પ્રકાર હોતો નથી. ઓષધનું માપ મોટા માણસને એક તોલો આપવાનું હોય છતાં સુશ્રુતાદિ આજ્ઞા કરે છે કે તે તોલ કંઇ મુકરર નથી. જો અગ્નિ ભયકંકર રૂપમાં સળગી ઉઠ્યો હોય તો તેને થોડું પાણી ઓલવી શકતું નથી અને અગ્નિ સાધારણ સ્વરૂપમાં હોય તો વધારે પાણી નાખવું નિરર્થક થાય છે–મતલબ કે જેમ આગળનું રૂપ જોઇ પાણીનો ઉપયોગ થાય છે તેમ દર્દનું રૂપ જોઇ ઔષધમાપ વધારે કે ઓછું આપવું એજ યોગ્ય ગણાય છે. તેમીજ રીતે આપનાં વચનો પણ એકદેશી નહીંજ હશે. જો એમજ હોય તો આવાં મહેનતું લોકો વૈદ્યક શિક્ષણની અજ્ઞતાથી મરી ખૂટવાંજ જોઇયે; પરંતુ તેવું કંઇ જણાતું નથી.' ઇત્યાદિ વાતો કરતા આગળ ચાલ્યા ગયા.

વન વિહાર કરી પાછા વળતાં તેજ ખેતરમાં થઇ મહારાજાએ પોતાની સ્વારી ચલાવી અને રાજ્યવૈદ્યના કથનથી તપાસ કર્યો તો તે ખેડૂત તો મઝેહથી પેતાનું કામ કરી રહેલો જણાયો. એટલે વૈદ્યવરને કહ્યું:–" પ્રાણાચાર્ય ! વિરૂદ્ધાહાર કરવા છતાં પણ આ ભૂતને તો કશું થયું નથી. તો પછી આપના સજ્ઞામાં ખામી છે કે ગ્રંથકારોની ખામી છે ? તેમાં શું નિશ્ચય સમજવો ? "

દયાળુ કાલિદાસે જાણ્યું કે રાજવૈદ્યની સાચી વકીલાત નહીં કરૂં તો હમણાં વર્ષાસન મરણાસનને ભજનાર થઇ પડશે. માટે મારા

કથનને લઈ એને નુકસાન પહોંચે છે જેથી એ બગડતી બાજીને પાછી સુધારવીજ ઘટે છે. એમ વિચારી કાલિદાસે કહ્યું કેઃ—

" પ્રજાપાલક ! બેઅદબી માફ થાય; પરંતુ મારે વચ્ચે કહેવું પડે છે કે ગ્રંથ વાક્યો સત્ય છે અને રાજવૈદ્યનં કથન પણ સત્ય છે; પરંતુ શરીર રચનાની ભિન્નતાને લીધે ભિન્નતા ભાસે છે. મતલબ કે જે મનુષ્યો નિયમથી નિત્ય વર્તનારાં છે તથા સુખી સ્થિતિનાં છે તેમને માટે એ કૃત્ય મરણને તેડું કરવા રૂપ છે. આ ખેડૂત અત્યારે અડવાણે પગે કાંટાની દરકાર રાખ્યા વિના અને કુપથ્યની પરવા વિના મોજથી મ્હાલે છે તેનેજ જો કંઇક સમય રાજસી ડાઠમાં રાખેલ હોય તો પછી તેને વાળ સરખો પણ ગોખરૂ જેવો ખુંચનાર થઈ પડે છે અને એવું કરેલાં ખાન પાન મ્હોતને આમંત્રણ કરનારાં નીવડે છે. માત્ર અવસ્થાનોજ તફાવત આર્શ વાક્યોની આડે આવનારો થઈ પડેલ છે બાકી રાજ્યવૈદ્યનું કહેવું યથાર્થ છે. "

ભોજરાજે કહ્યું કે–" તમો બેઉએ જે કહ્યું તે મેં સાંભળ્યું; પરંતુ પ્રત્યક્ષ પ્રમાણની હાજરી વિના તે વિશ્વાસ લાયક કહી શકાતો નથી. માટે તેની પ્રતીતિ આપો. "

કાલિદાસે કહ્યું–પ્રત્યક્ષ પ્રમાણ માટે એ ખેડૂતનેજ રાજસી ઠાઠ-માં રાખવા બંદોબસ્ત થવાથી " હાથ કંકણને આરસીની જરૂર રહેશે નહીં. "

ભોજરાજેંદ્રે તેમજ કર્યું અને તે ખેડૂતને મુખમલની તળાઇઓમાં સુવાનું, સુગંધી તેલ મર્દન મેવા મિષ્ટાન્ન જમવાનાં, તડકે જવાનું નહીં, જમીન પર ખુલ્લો પગ મૂકવાનો નહી, હવા વગેરેના ઝપાટાથી અલગ રહેવાનું અને ખમા ખમા સાથ વખત ગુજરવાનો વખત હા-જર કરી દીધો તેથી તેને તો ઇંદ્રાસન ડોલવા લાગ્યું.

એશઆરામ સાથ જ્યારે ૭ મહિના ગુજરી ગયા ત્યારે તેના મિજાજની તપાસ કરવા કાલિદાસને વિચાર થયો જેથી એક ઘોડાના વાળનો જરા જેટલો ટુકડો ગાથરવાની તળાઇમાં દાખલ કરી મલમલની ચાદર બિછાવી દેવરાવી. જ્યારે તે રાત્રે સુઈ ગયો ત્યારે તે વાળ ખૂંચવાના લીધે તેને રાત્રિ ભર નિદ્રા આવી નહીં જેથી તબીયત બગડી બેઠી અને સવારે વૈદ્યને ( રાજવૈદ્યને ) બોલાવવાની ફરજ પડી એથી તુરત મહારાજા સાહેબને તે બિના રોશન કરાવી. તથા તબીયત સુધારવાના વૈદ્યરાજે ઉપાય પણ યોજ્યા.

કાલિદાસે રાજવૈદ્યને કહ્યું કે જે જે વિરૂદ્ધાહાર સંબંધી વાતો કહેતા હતા તે હવે એ સુખાધીનને ઉપયોગમાં લેવરાવો તો તુરત મરણને નોતરૂં દેવા જેવું થઈ રહેશે. આપનું કહેવું સત્ય હતું; પણ તે વખતે તેની દશા એ વિરૂદ્ધાહાર આદિ નડે તેવી ન હતી, પણ હવે તેના લાયક થઇ છે. માટે તે આપવાથી મહારાજને આશીર્વચનોની પ્રતીતિ મળશે.'

વૈદ્યરાજે ચણાનો રોટલો, સરસીઆ તેલથી ચોપડી, સરસવની ભાજી અને છાશ સાથે તાપના સમયમાં તેને આપવા માંડ્યો અને એક બે ટંક તેવો ખોરાક આપવામાં આવ્યો કે તે આજીજી સાથ બોલી ઉઠ્યો કે—" મને ભલે તરવારને તાબે કરી દ્યો; પરંતુ આવો ખોરાક તો મને ન આપો મને એની તરફ પૂર્ણ અણગમો છે."

આ પ્રમાણે તેનું બોલવું થતાં મહારાજાને જાહેર કર્યું કે—આ 'મનુષ્યની હવે તદ્દન નાજુક પ્રકૃતિ થઇ ગઇ છે.' એ સાંભળી કાલિદાસે કહ્યું કે—' હવે જે આપ કહેતા હતા તેના લાયક પ્રકૃતિ છે, મનુષ્ય માત્ર જેટલું શરીરને કેળવે તેટલું કેળવાય છે, સુખિયું અને નાજુક જેટલું બનાવવું હોય તેટલું બનાવાય અને દરેક હવાના ઝપાટા

દુઃખ સુખના સપાટા તથા અડમતાના અખાડા કરવા વગેરે સહન કરવા વાળું બનાવી શકાય છે અને જે સમય જેવી સ્થિતિ હોય તે સમય તેવી સ્થિતિને લગતું ખાન પાન દવા વિહાર વગેરે યોજવામાં આવે તો તે લાભાલાભદાતા નીવડી શકે છે. બને ત્યાં લગી મનુષ્યોએ બહુ નાજુક બદન બનાવવું નહી. કેમકે જે વખતે અડાકડીનો સમય આવી પહોંચે છે તે વખતે તે નાજુક બદન કશું કરી શકતું નથી જેથી નિરૂપયોગી નકામું થઇ પડે છે. " ઇત્યાદિ કહી મહારાજાને બગીચાના છોડ અને જંગલનાં ઝાડોની સ્થિતિ સમાન નાગરિક અને ગ્રામિક જનના બદનનો અને શાસ્ત્ર વચનનો દાખલો પુરવાર કરી બતાવ્યો, જેથી મહારાજા અત્યંત આનંદ પામી શાસ્ત્રકથનને ધન્યવાદ આપવા લાગ્યા.

**વાર્તાનો સાર** એજ બોધ આપે છે કે મનુષ્ય માત્રને એકલાં શાસ્ત્ર વચનોનેજ વળગી કંઇ પણ ઉચ્ચરવું નહી. ઉચ્ચરવા સાથ દેશ કાળ અવસ્થા સ્થિતિ અને પૂર્વાપરનો વિચાર કરવો કે જેના પ્રતાપે માનમેળવી શકાય. નહી તો ઉપહાસ્યને પાત્ર થવાય. ભણવાની સાથે ગણવાની જરૂર છે. પોપટ ભણેલો હોય છે પણ વિવેક શૂન્ય હોવાથી તે માણસની ઓળમાં આવી શકતો નથી. માટેજ પ્રતિ કાયમાં—વાર્તામાં વિવેક સાથ સર્વ બાબતોને ધ્યાનમાં રાખી શબ્દોચ્ચાર કરવો. બીજો બોધ એ આપે છે કે આપણા બોલવાથી કોઇને કંઇ નુકસાન થાય તેવું જણાય તો તે બોલોને સારા આકારમાં ગોઠવી સ્હામાના લાભમાં લાવવા ખંતવંત રહેવું.



# વાર્તા અઠ્ઠાવીસમી.

એક સમય મહારાજા ભોજરાજની સ્વારી વનવિહાર કરી પાછી આવતી હતી, તે વખત રાજસેવકોએ રસ્તે જતા એક આંધળા પુરૂષને કહ્યું–' ઓ અંધે! દૂર હટજા, નહી તો ધક્કે મુક્કે પડેગે.' વગેરે તિરસ્કાર સાથ તેને બાજુ પર હડાવ્યો. થોડી વાર પછી ખુદ મહારાજા તે અંધ નજીક આવી પહોંચતાં તે અંધપ્રતિ કહેવા લાગ્યા કે–" પ્રિય અંધરાજ! કુશળ તો છોની!" તેણે કહ્યું–" મહારાજશ્રીના પ્રતાપથી પરમ સુખીથયો છું; કેમકે સુપ્રસન્ન વદનવાળા ભૂપતિની અમીદ્દિષ્ટ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં શુદ્ધતા, કુશળતા, કુલીનતા, ભદ્રતા અને સુભગતા એની મેળેજ હાજર રહેછે."

મહારાજાએ કહ્યું–" તમોએ મને શી રીતે ઓળખી લીધો કે હું રાજા છું! અંધરાજે કહ્યું–" મહારાજશ્રી આપ વિના બીજો કોણ આવાં પ્રિય મધુર વાકયો કહે! બીજા હલકા મનના રાજ સેવકો તો મને ગાલીપ્રદાન પણ દેવામાં પોતાની ઉદારતા અને ખાનદાની બતાવી ગયા છે, માટેજ જાણું છું કે આપજ મહારાજાધિરાજ છો. પ્રભો! મારાં લલાટ ચક્ષુ ફૂરી ગયાં છે; પણ હૃદય ચક્ષુ સાબિત હોવાથી મને દેખી શકાય છે. માણસનું તોલ એક બોલમાંથીજ પિછાની લેવાય છે. નામદાર! ખાનદાનોના અંગ પ્રત્યંગમાં ખાનદાની રમી રહેલી હોવાથી તેઓ ગમે તેવા વિકારને તાબે થયા હોય છતાં પણ નાદાનીને સેવતાજ નથી."

આવું અંધરાજનું કહેતું શ્રવણ કરી તેને પુષ્કળ વસ્ત્રાભરણ ને ધન આપી આનંદનો પૂજક બનાવી દીધો અને પ્રસન્ન થતા પોતાના કર્ત્તવ્યમાં તત્પર થયા.

વાર્તાનો સાર એજ આપણને શીખવે છે કે ગૃહસ્થ ખાનદાનોની જબાન કદિ પણ વિનયને છોડતીજ નથી અને નાદાનોની જબાન ખાનદાનીને આદર આપતીજ નથી; માટે હમેશાં મીઠાં. હિતકારી સમયનુસાર સત્ય અને યોગ્ય વચનો બોલવાં કે જેથી પોતાનું તોલ જળવાઇ રહે. મનુષ્યના કુળ, સ્વભાવને વિદ્યા વગેરેની કસોટી જબાનજ છે માટે તેનો કસ કદી ફીકો પડવા દેવોજ નહીં.

---

## વાર્તા ઓગણત્રીસમી.

એક સમય ભોળા ભીમદેવની હજૂર કોઇ બુદ્ધિમાન મનુષ્યો છે કે નહી તે જાણવાની ખાતર ભોજરાજે ચાર પ્રશ્ન પૂર્ણ એક પત્રિકા હલકારા મારફત પાઠવી હતી. તે પહોંચતાં અણહીલપુર પાટણ પતિએ તે પ્રત્રિકાથી ધ્યાનમાં લીધું કે ભોજરાજ ચાર પ્રશ્નના ઉત્તર જાણવા આતુર છે અને તે એટલાજ માટે કે મારી સભામાં કોઇ મતિમાન વિદ્વાન છે કે નહી ! જેની સભામાં તેવા માણસોની અછત હોય તો તેવા મતિ માનહીન રાજાની રાજલક્ષ્મી હાથ કરવી એમાં કંઈ વાર લાગતી નથી. માટે એ પ્રશ્નોના ઉત્તર સારી રીતે આપી મારી મહત્તામાં માળવ પતિને મોહવંત કરવોજ યોગ્ય છે. ' એમ ધારી નગરમાં દાંડી પિટાવી કે—એ ચાર પ્રશ્નના યોગ્ય ઉત્તર આપવા જે શક્તિમાન હોય તેણે આવી રાજની હજૂર પોતાના વિચાર રોશન કરવા.' તે ચાર પ્રશ્ન એજ હતા કે અત્ર છે પરત્ર નથી (૧) પરત્ર છે અત્ર નથી (૨), અત્ર છે પરત્ર છે (૩), અને અત્ર નથી પરત્ર નથી (૪).

ઢંઢેરો સાંભળી અન્ય કોઇની હિમ્મત ચાલી નહી; કેમકે ભોજરાજ જેવા સમર્થ સાક્ષર અગાડી તેના ખુલાસા રજુ થનારા હોવાથી

સાધારણ બુદ્ધિવાળાનું કામ ન હતું: પરંતુ ગુણસેના ગુણિકાએ તેના યોગ્ય ઉત્તર આપવા હામ ભીડી અને પાટણ પતિ હજૂર હાજર થઇ તેણીએ કહ્યું કે—" ગુર્જરેશજી ! હું ભોજરાજજી સમક્ષ એ ચારે પ્રશ્નોના ઉત્તર પૂર્ણ પણે આપી આપની સભાના—ગુર્જરીગિરાની ગુર્જરમાની અને બુદ્ધિબળની મહત્તા આપ પ્રતાપથી શોભાવી આપીશ. " આવું તેણીનું કહેવું થતાં ભોળાભીમદેવે પ્રસન્નતા પૂર્વક ઠાઠ સહવાહન ગ્રનથી શોભાવી વિદાય થવાની આજ્ઞા આપી, જેથી તેણીએ આવેલા સાંઢણી સ્વાર ( હલકારા ) સાથે માળવ ભણી મંગળ પ્રયાણ કર્યું, અને મજલ દરમજલથી ક્રમશ: ઉજ્જયનીએ જઇ પહોંચી નામવર માળવ પતિના દરબારમાં હાજર થઇ મુજરો કર્યો.

તેણીના નેત્રમાંની ખંજન રેખા કાન તરફ બારીક પણે ખેંચેલી જણાતાં ભોજ ભૂપાળે આંગળીથી તેણીની તરફ ઇસારો કર્યો કે ' આ રેખા શું સૂચવે છે ? ' આના ઉત્તરમાં તેણીએ નિવેદન કર્યું કે—' મહા માન્યવર મહેંદ્રજી ! નેત્ર—સહવાસિની રેખા કાન ભણી એજ પ્રતીતિ આપે છે કે જે અપાર પ્રશંસાધારી દાની શિરોમણિ મહારાજા ભોજરાજાની તમો આશ્ચર્ય પૂર્ણ ખ્યાતી સાંભળતા હતા તે ખુદ વિદ્યાવિલાસિ મહારાજા સિંધુલરાજ કુળ કમલ દિવાકર છે. '

આ ચમત્કાર પૂર્ણ ઉક્તિ સાંભળી ભોજરાજ પ્રસન્ન થયા અને આવવાનું પ્રયોજન જાહેર કરવા જણાવ્યું, જેથી તેણીએ વિનવ્યું કે—' પ્રભો ! આપ નામવરે ગુર્જરેશ પ્રાત ચાર પ્રશ્નો પૂછાવ્યા, હતા તેના ઉત્તર રોશન કરવા આપ સમક્ષ આવી છું. આજ્ઞા હોય તો તે માટે ઉચ્ચાર કરૂં. "

મહારાજાએ આજ્ઞા કરી કે—' ભલે ઉત્તરો પ્રકાશ કરો. ' આવો હુકમ મળતાં તેણીએ પ્રાર્થના કરી કે:—

" નેક નામવર ! પ્રથમ પ્રશ્નના ઉત્તર રૂપ હું પોતેજ પ્રત્યક્ષ પ્રમાણુ છું આ લોકમાં મારે સર્વ શૃંગાર, મધુર આહાર, સર્વાંગ આભારણુ, કર્પૂર કસ્તુરી આદિ અષ્ટભોગ, અને આનંદ વૈભવ આદિ સર્વ હાજર છે. પરંતુ અપાર પાદવ્યવહારના પ્રચારથી પરલોકમાં રૌરવ નરક વિના બીજું કશું પ્રાપ્ત ન હોવાથી અહીંયાં સર્વ છે પરંતુ ત્યાં કશું નથી. કહેલ છે કે–કુટિલતા–વક્રતા–પરવંચના (ઠગાઇ) અને અસત્ય એ અન્ય જનને દૂષણ રૂપ હોય છે પણ ગુણિકાને તો એ ભૂષણુ રૂપ હોય છે. કેમકે ગુણિકામાં કુટિલપણું, વાંકાપણું, ઠગાઇ અને મૂઢ એ શોભા રૂપ છે. વિચિત્ર લીલા કોટિવંત, મદિરા પીનારી નીચવૃત્તિ ધારીણી અને વાણીમાં મિઠાશ છતાં હૃદય અંદર, હલાહલ ઝેરની ભરેલી ગુણિકાને ઉત્તમ જનો ચાહતાજ નથી. છતાં ગુણિકા પોતાના મનથી અહીંયાં સુખ માને છે પણ અપર લોકમાં નરક સિવાય કશું નથી.

બીજા પ્રશ્નના ઉત્તરમાં આ મારી સાથે તપસ્વી છે. એમને અહીંયાં તો તરશ ભૂખ વેઠી મહાન કાયા કષ્ટ સહન કરવું પડે છે જેથી કશું સુખ નથી; પણ તપના અમોઘ પ્રતાપ બળથી નઠારાં કર્મો ક્ષય થવાને લીધે પરલોકની અંદર સ્વર્ગ અને અપવર્ગનું અનર્ગળ સુખ હાજર રહેશે એટલે પરત્ર છે અત્ર નથી.' મતલબ કે જે તપ પ્રભાવથી વિઘ્ન પરંપરા દબાઇ જાય છે, દેવતાઓ દાસ બની રહે છે, કામ માત્ર સંપૂર્ણ રૂપથી શમન થઇ જાય છે, ઇંદ્રિયો ઉપદ્રવ કરી શકતી નથી, કલ્યાણુ હાજર રહે છે, મહત્તા વૃદ્ધિ પામે છે. કર્મનો નાશ થાય છે, સદ્‌ગતિ સ્વાલીન થાય છે અને આત્માનું શ્રેય થાય છે. તેવી શ્લાઘ્ય વસ્તુ તપથી આ જન્મમાં વિલાસ નથી પરંતુ પરલોકમાં આનંદ મંગળ છે–નિયમજ છે કે, ઇંદ્રિયોને છુટી મુકવી એ આપત્તિનોજ માર્ગ છે અને તેમને વશ કરવી એ સંપ-

તિનોજ માર્ગ છે જેથી ઇંદ્રિયદમન કરનાર આ તપસ્વીજીને પરત્ર કે ( ત્યાં છે ) પણ અત્ર ( અહિંયાં ) નથી.

ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં આપ ખુદ હજૂરશ્રીજ દૃષ્ટાંત રૂપ છો. આપશ્રીને અહિયાં પણ અઢાર લાખ એકસો એંશી ગામો, ચૌદસો સીત્તેર મદમત ગજેંદ્રો, દશલક્ષ તરલ તુરંગો અને સાતસો રંભારૂપ અંતઃપુર આદિ વૈભવ વિલાસ છે અને પરજન્મમાં પણ નિરંતર લક્ષદાનાદિ પુણ્ય વડેથી દેવરાજની પદવી હાજરજ રહેવાની છે. જેથી અત્ર છે અને પરત્ર પણ છે નરનાથજી! દાન છે તે માનવોની કે દાનવોની ઇંદ્રપદવીએ પહોંચાડવા શક્તિમાન છે ઇંદ્રપત્નીની સાથે ક્રિડા કરાવનાર છે. સ્વર્ગદ્વાર ભેદવામાં વજ્ર સાદૃશ છે અને સ્વર્ગસ્થ જીવોના પુણ્ય રૂપી પ્રાસાદની ધજા રૂપ છે.

ચોથા પ્રશ્નના ઉત્તરમાં આ જુગારી મારી મૌજૂદ છે. એને અહિયાં પણ નીચા જનોની સંગતિના સબબથી તથા ચોરી વગેરે દુર્વ્યસન બળથી દંડાદિ અપવાદ રૂપ છે, ભોજન વસ્ત્ર વગેરેનો પણ અભાવ ( અછત ) છે, સુખ પણ જરાએ સમીપ રહેતું નથી અને હાય વૉયમાં જીવન ગુજરે છે જેથી અહીયાં પણ કશું નથી અને પરલોકમાં પણ સર્વ અનર્થના મૂળરૂપ જુગાર રમવાથી પાપ માત્રમાં લપાવાના સબબને લીધે નરક વિના અન્ય કશું પ્રાપ્ત થનાર નથી જેથી પરત્ર પણ કશું નથી. કહ્યું છે કે—જે પાપકર્મની અંદર રસબસ રહે છે તેનું જીવતર પણ નકામું છે અને મરણ પણ નકામું છે. કેમકે જીવે ના પણ તે વૈર અને અપવાદમાં વખત ગાળે છે અને મરવાથી દુર્ગતિ સંત્ર છે. "

આ પ્રમાણે યોગ્ય ઉત્તરો મળવાથી ભોજરાજ વિસ્મયના સાથ તેઓને ધન્યવાદ આપી મનમાનતી નિવાજશથી સતોષી ગુર્જરના પાટનગર સુધી પહોંચતી કરાવી.

# શ્રી
# કાળીદાસ અને રાજાભોજ
## ની મનોરંજક વાર્તાઓ.
## ભાગ ૫ મો.

## વાર્તા ત્રીસમી.



એક સમય મહારાજા ભોજરાજનું ગુપ્ત વેષ અને ખાનગી સ્વારી સાથ ભોળાભીમનું પાટનગર નિહાળવા ગુર્જર ભૂમિમાં જવું થયું હતું અને પાટણની નજીક લોકોની ભારી ભીડ થવાથી હાહુ થઈ રહ્યું હતું જેથી ભોજરાજ પણ છુપા લેબાસ સાથ ત્યાં જઈ જોવા લાગ્યો તો એક પુરૂષનું ધડ શૂળીમાં પરોવાયલું જણાયું તેથી વિચાર સાથ વિસ્મય થયો કે શૂળી ચડનાર ધડને માથું કેમ નથી ? અને માથું છેદી નાંખવામાં આવ્યું હોય તો શુળીએ ચડાવવાનું શું પ્રયોજન ? અને શુળીએ ચડાવ્યો તો માથું છેદવાનું શું પ્રયોજન ? એક ગુન્હાને માટે શુળી અને શિરચ્છેદ એમ બે શિક્ષા દેવાને માટે સંભવતી નથી, તો પછી આ ન્યાય માટે શું સમજવું ?

આવો વિચાર કરે છે તેટલામાં ચાર ચતુર ચતુરાઓ સુરેશ્વરની ઈંદ્રાણીને પણ શરમાવે તેવી સ્વરૂપવંત પાણી ભરવા જતી હતી તેઓ પણ પોતાનીજ પાસે આવી તે શુળી પર પરોવાયલા ધડને નિરખવા લાગી તે ચાર પૈકી પહેલી ચતુરા તે ધડને જોઈ કહેવા લાગી.

બુદ્ધિમતિ બ્હેનો ! આ પુરૂષની દાઢી બહુ લાંબી પહોળી જણાય છે. બીજી બોલી કે–" એ પુરૂષને સાત મ્હોં છે. એટલે કે તાંબૂળચંદન, સુજનગોષ્ટિ, રસાલી, માલતિમાળા, બાલા અને વરગેય એ સાત મુખ છે. અને એથી એનું મ્હોં પાનબીડાથી ભરેલુંજ જણાય છે. કે જેના બત્રીશે દાંત રાત દિવસ લાલ રંગના દેખાઇ રહ્યા છે. "

ત્રીજી બોલી કે–" એણે પટકૂળ ( રેશમી વસ્ત્ર ) વિના બીજું કંઇ વસ્ત્ર પહેર્યુંજ નથી. "

ચોથી બોલી કે–" એ હમેશાં ઘોડે ચડીનેજ ફરતો હતો એટલુંજ નહી પણ કોઈ દિવસ એણે ખુલ્લા પગથી એક ડગલું પણ ભર્યું નથી કહ્યું છે કે જે વ્હાલાંઓની સાથે જમ્યા તેજ જમાયું, પ્રેયા સાથે સુવાયું તેજ સુવાયું અને ઘોડે ચડી જવાયું તેજ જવાયું, બાકી તો ખાધું તે ન ખાધું. સુવાયું તે ન સુવાયું અને જવાયું તે ન જવાયુંજ સમજવું. "

આ પ્રમાણે અદ્દભૂત રૂપ ચારે ચતુરાઓની ( અસંભવ ) વાતો સાંભળી ભોજરાજે તેણીઓને પૂછ્યું કે–" બાઇઓ ! આ પુરૂષને મસ્તક તો છેજ નહી તો પછી દાંતમાં પાન બીડાનો રંગ તથા લાંબી દાઢી શી રીતે સંભવે ? તેમજ કેડમાં એક કોપીન ( લંગોટી ) છે છતાં પટકૂળ પહેરેલું કહો છો અને ઘોડે ચડવાનું જણાવો છો છતાં શાથી કહી શકો છો ? "

પહેલી બોલીકે–" વીરમણિ રાજન ! એ પુરૂષની તર્જની અને અનામિકા રાતી તથા ચૂર્ણથી લીપાયલી જણાય છે એથી સાબીતિ મળે છે કે એને તાંબૂલનું અવશ્ય વ્યસન હતુંજ. "

બીજી બોલી–" મહારાજ ! હૃદયથી નાભિ લગીનો ભાગ ગોરો છે અને બાકીનો ભાગ ભીનાવાને છે જેથી જે ગોરો ભાગ છે એ

એ લાંબી દાઢીના લાંબા પહોળા કેશવાથી ઢંકાયો રહેલોજ છે એથી સાબીતી આપે છે કે એની દાઢી લાંબી પહોળી હતી. ”

ત્રીજી બોલી–“ એની કમરનો ભાગ સુંવાળો ને ગોરો છે. વસ્ત્ર પહેરનારનો કટિપ્રદેશ કંઇક કાળાશ વાળો જણાય છે, પણ જે રેશમી વસ્ત્ર પહેરે છે તે સુંવાળું હોવાથી તે ભાગને ગોરો રાખે છે, એથી સાબીત થાય છે કે એણે જીવતાં લગી રેશમી વસ્ત્રોજ પહેરેલ છે ”

ચોથી બોલી–“ રસિક રાજેંદ્ર! એના પગનાં તળિયાં દર્પણ જેવાં સ્વચ્છ, ચળકતાં ને સુંવાળાં જણાય છે એથી પ્રતીતિજ મળે છે કે એ માણસ કદી પગ પેદાલ ચાલેલોજ નથી; પરંતુ ઘોડેસ્વાર થઇ પંથ કરેલ છે. ”

આ પ્રમાણે અનુમાનથી પ્રત્યક્ષ પ્રમાણ રજુ કરવા રૂપ તેણે ચારે ચતુર ચતુરાઓની રાજાના વિશેષણ સાથે વાકય ચાતુરી પૂર્ણ વાતો સાંભળી તે દરેકને લાખ લાખની મુદ્રિકાઓ આપી પ્રસન્ન કરી એટલે તેઓ બોલી કેઃ–

પરમાર વંશ પ્રભાકર ભોજરાજશ્રી! અત્યાર લગી તો અમો એવું જાણતી હતી કે આપ કોઇ રાજબીજ છો; પણ હવે તો લાખ પસાવ કરવાથી પ્રતીતિ મળી છે કે, ધારાપતિ ભોજ ભૂપાળજ છો; કેમકે આ સમયમાં લાખ લાખ પસાવ કરનાર એક ભોજશ્રીનેજ તેમની માતુશ્રીએ જન્મેલ છે. આપનો જય થાઓ!” એટલુંજ બોલી પોતાને પથે ચડી અને ભોજરાજ પણ “જ્યાં આવી સાધારણ સુંદરીઓ ચતુર અને જરા ઉપરથી સઘળો સાર સમજનારી છે ત્યાં મારી છુપી રીને રાજ્યચર્ચા જેવાની મતલબ પાર પડશેજ નહી. માટે પાછું ફરવું એજ હિતકર છે.” એમ માની આવ્યો તેજ રસ્તે તાકીદથી ધારા ભણીનો રસ્તો માપ્યો.

આ વાર્તાનો સાર આપણને એજ શીખવે છે કે–જેમ માત્ર

દાણા દાબી જોવાથી આખા પાત્રના અન્નનું કાચાપણું જાણી લેવાય છે તેમ દરેક બાબતમાં અનુમાનના ઇશારાથી પ્રત્યક્ષ પ્રમાણ સમજી લેવું એજ ખરી ચતુરાઇની વાનગી છે. કહ્યું છે કેઃ—

**आकारै रिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ।**
**नेत्रवक्त्रविकारैश्च गृह्यतेऽन्तर्गतंमनः ॥**

આકાર—આકૃતિ—દેખાવથી, ચેષ્ટા—ચાળાથી, હિંડછાથી. બોલવાના છટાથી, આંખ્યોના ઇશારાથી અને મુખના વિકાર ભાવથી ચતુરજનો સ્હામાના મનની વાત જાણી શકે છે. માટે દરેક બાબતમાં ઝીણી નજરથી જોવાની ટેવ રાખી ચમત્કારિક ચેષ્ટા જાણવા યત્નવાન થવું જેથી ચતુરમાં ગણાવાનો વખત હાજર થાય છે.

## વાર્તા એકત્રીસમી.

એક સમય ભોજરાજ ચોમાસાની મોસમમાં ચંદ્રશાળાની અંદર મેઘાડંબર છત્ર સહ વર્ત્તમાન તથા ચતુર ચકોર લોચનાઓથી ઢોળતાં ચામર સહિત સઉદિશાનું નિરીક્ષણ કરતો હતો. તે વખત ગુજરાત ભણી નજર કરતાં ભોળા ભીમ સાથેના વૈરનું સ્મરણ થવાને લીધે તેનું રાજ્ય હસ્તક કરવાનો નિશ્ચયાત્મક વિચાર થયો. જેથી ચ્હેરો આરક્ત થવા સાથ મુંછપર તાલ દીધો—એટલે કે મુંછો મરડી મનનો ઇરાદો મુકરર બતાવ્યો કે—' જો હું ભોજ છું ને મુંછના આંકડા અક્કડ રાખવા યત્નવાન છું તો વર્ષાકાળ વીત્યે તારૂં ભુજબળ ત્રોડી ત્હારૂં રાજ તારાજ કરીશ. ”

જે વખતે ગુજરાત ભણી કરડી નજર કરી મુંછ મરડી તે વખતે પાટણનો દીપોશેઠ કે જેની ઉમર આસરે અઢારેક વર્ષની હતી

તે ચંદ્રશાળાની સ્હામેની દુકાન પર બેઠો હતો. આ બનાવ તેના જોવામાં આવતો હતો તેણે માનીજ લીધું કે ભોજરાજા ભીમદેવના ભુજબળનો નાદ ઉતારવા નિશ્ચય કરી મુંછ મરડે છે માટે મારા પિતાને આ બિનાથી વાકેફ કરી બચાવની પેરવીમાં રહેવા સૂચવવુંજ યોગ્ય છે. બીજી દિશાઓ ભણી જોતાં તેમનો ચ્હેરો રોશપૂર્ણ, ગર્વવંત અને રોમહર્ષ યુક્ત થયો નહીં અને ગુજરાત ભણી જોતાં તેવો બની મુંછ મરડી તો સાબીતજ થાય છે કે માળવ પતિનો વિચાર ગુર્જરેશનો ગર્વ ગાળવા મુકરર થયેલ છે.' ઇત્યાદિ વિચારી તેણે પિતાને પત્રમાં લખી જણાવ્યું કે:—

" પૂજ્ય પિતાશ્રીને માલમ થાય જે અહિંયાના શેઠ સાહેબ થોડાક સમય વીત્યા બાદ પ્રયાણ કરશે એવું લાગે છે માટે પેરવીમાં રહેજો. "

આવા મોઘમ મતલબવાળો કાગળ રવાના કર્યો ને તે પહોંચ્યાથી તેના પિતાએ વાંચ્યો તથા અન્ય વ્યાપારી વર્ગને વંચાવી અંદરના રહસ્યથી તેમને વાકેફગાર કરી મૂક્યા. અને એકથી એને બેથી ચાર અને ચારથી છઠ્ઠાને વાત પહોંચતાં આખા પાટણમાં પસરી ગઇ. કહ્યું છે કે–બે કાનેથી ચાર કાને અને ચાર કાનથી છ કાને થવા દેવી નહીં; કેમકે તેમ થયા પછી તે વાત પોતાના કબ્જામાં રહેવા પામતીજ નથી. અને એથીજ તે વાત ભીમદેવની હજૂર જઇ પહોંચતાં તે સત્ય છે કે નહીં તે જાણવા પાણીદાર સાંઢણી સ્વાર મોકલી ખરૂં સ્વરૂપ જાણી લીધું જેથી ભીમદેવે પણ લડાયક સરંજામની તૈયારી કરવા માંડી અને એણે ભોજને રચેલા ફંદમાં ફાવવા દીધો નહી, જેથી ભોજને અત્યંત આશ્ચર્ય લાગ્યું કે–' મારા વિચારો બહાર પડયાં પહેલાં ભોળોભીમ શાથી ચેતી પોતાનો બચાવ કરકરવામાં કુશળ નિવડયો ? પરંતુ તેના નિર્ણયનો પાર મળી શક્યો

નહી અને બેસુમાર કાળ ધનની આહૂતિ આપવા છતાં નિરાશાનોજ ઉપાસક થઇ રહ્યો.

**આ વાર્ત્તાનો સાર** એજ શીખવે છે કે, મનુષ્યના હૃદયમાં વિચારરૂપ વાગતી વીણાના નાદનો ઝણકાર મુખાકૃતિ દ્વારા ચતુરના મનને ચમત્કાર ઉપજાવી શકે છે માટે ચ્હેરા–ચેષ્ટા–સવાલ આદિથી દિલના વિચારને જાણી લેવો એજ ચતુરાઇ છે. બીજું એ શીખવે છે કે, વાણિયાની જાત ઇસારા માત્રથી કેવી અગમચેતનારી હોય છે અને કેવા ડહાપણથી પોતાની પેરવીમાં હુશીયાર રહે છે. માટે આપણે પણ તેવા થવુંજ યોગ્ય છે. ત્રીજી એ શીખવે છે કે–રાજાએ અથવા કોઇ અધિકારિયે કિંવા મનુષ્યે કોઇ ઉડતી અફવા કાન પર આવી પહોંચતાં તેનો તાકીદે નિર્ણય કરી પોતાપર આવતી બલાથી બચવા યત્નવાન થવું ઘટે છે.



## વાર્તા બત્રીસમી.



એક સમય ભોજરાજની હજૂર દામોદર શર્માનું એ હેતુને લીધે આવવું થયું હતું કે–રાજપુરોહિતના ભંભેરવાથી ભોળોભીમ સેનાપતિ વીરમણિ વિમળશાહ ઉપર ગુસ્સે થવાથી તે રિસાઇ ચંદ્રાવતીના મહારાજાની પાસે જતો રહ્યો હતો.

વિમળની ગેરહાજરીમાં ભોજરાજે ભારે ચડાઇ કરી ભોળાભીમને પરાજય કરવા મક્કમ વિચાર કર્યો હતો જેથી ભીમ ભારે ગભરાયો અને વિમળ સેનાપતિ વિના સલામતી નહી જળવાઈ શકાવાના કારણથી ભીમદેવે મંત્રીશ્વર દ્વારા તેને મનવવા ચાંપતા ઉપાય આદર્યા; પરંતુ વિમળનું મન ફાટી ગયેલું હોવાથી તે મનાયોજ નહીં.

જેથી ભીમદેવ નિરાશ થઇ ગમગીનીમાં ગર્ક થયો. એ જોઇ પ્રવર પંડિત દામોદર કે જે વિગ્રહ સંધિ કાર્યમાં એક્કો હતો તે રાજેંદ્ર પ્રતિ વિનવવા લાગ્યો.

" મહારાજા ! યદિ આપશ્રીની આજ્ઞા હોય તો, ભોજને સેના સહિત પ્રસન્નતા પૂર્વક પાછો વાળું; એટલુંજ નહિ પણ ઉલટો દંડ લઇને આપ હજૂરશ્રીની હજૂર હાજર થઉં. "

રાજાએ સહર્ષથી કહ્યું-' ત્યારે વાટ કોની જોવાની છે ? જે ગાયો પાછી વાળે તેજ અર્જુન ! માટે તુરત તૈયાર થા. ' એમ કહી બીજે દિવસે તે માટે દરબાર ભરવાનું જાહેર કર્યું.

બીજે રોજ ચોસઠ પાનનું બીડું અશ્વ અને પંચાંગ વસ્ત્રાભરણ તથા સરંજામ સમર્પી, આપણું પાણી ન જાય તે માટે ભીમદેવે યોગ્ય શબ્દોમાં ભલામણ કરી.

દામોદર પોતાના મકાન તરફ મહારાજાને નમન કરી શીખ મેળવી ચાલવા લાગ્યો, પણ થોડેક ગયા પછી ફરીથી રાજાએ બોલાવી પુનઃ ભલામણ આપી અને એવીજ રીતે છ સાત વખત બોલાવી કહ્યા કર્યું. આ ઉપરથી દામોદરે વિચાર્યું કે-રાજેંદ્રની ઘેલછાજ છે. શીખવેલું કેટલું કામ આવશે ? કેમકે જે ગુરૂની વિદ્યાથીજ વિદ્વાન અને પોતાની જાતથી કશું ન જાણનારો, તથા જે શૂરની સહાયતા મળવાથીજ શુર હોય તેઓ કેટલી વખત નભી શકે ? જવા પછી કયા શબ્દો યોગ્ય જણાશે તેની અત્ર શું ખબર પડે ? જેવો સમય તેવું કાર્ય કરવું કે જેથી સિદ્ધિ સ્વાધીન રહે. કારણ પ્રસંગ જોઇને ઉચરેલું વાક્ય, પ્રસંગ જોઇ વાપરેલું શસ્ત્ર અને પ્રસંગે કરેલી અલ્પ વૃષ્ટિ પણ મહાન ફળ આપનાર નીવડે છે. "

આ પ્રમાણે વિચારે છે તેટલામાં તો ફરી તેડું આવ્યું. એ

જાણી ભેદ સાથ મહારાજા આગળ જઈ કહેવા લાગ્યો–" નામવર ! આપને જે કહેવું હોય તે એકી વખતે ફરમાવો. આમ ઘડી ઘડી કહેવું તેથી શું વિશેષ લાભ છે. " એટલુંજ બોલી તરત ઘોડા પર સ્વાર થઇ ચાલતો થયો.

આ બનાવથી ભીમદેવને બહુ ગુસ્સો ચડયો અને વિચારવા લાગ્યો કે એને પોતાની હુંશિયારીનો ઘમંડ–ગર્વ છે; પરંતુ મારા માનભંગની દરકાર વિનાનો હોવાથી તેવો કુશળ નોકર પણ શું કામનો ? સોનાની છરી પેટમાં રખાય; પણ કંઇ પેટમાં મરાય નહીં; માટે દુશ્મનના હાથેજ તેનો ઘાટ ઘડી નંખાવું કે ફરી તેનું મ્હોં જોવુંજ મટી જાય. "

આ પ્રમાણે નિશ્ચય પર આવી ભોજરાજ શત્રુ છતાં તેનાપર પત્રિકા લખી કે–આપની પાસે આવનાર દામોદર શર્માને તરવારને તાબેજ કરી દેવરાવશો કેમકે તે તેની શિક્ષાનેજ લાયક છે. "

આ મુજબનો લેખ અડધા કલાકમાં ચાર ગાઉ જઇ પહોંચે તેવી ત્વરિત વેગી સાંઢણી મારફત દૂત મોકલાવી તે પત્રના ઉપયોગનો બંદોબસ્ત કર્યો.

તે સાંઢણી સ્વાર દામોદર કરતાં પ્રથમ જઇ પહોંચ્યો અને ભોજરાજાની હજૂર જઇ તે પત્રિકા આપી આરામને ભેટયો.

મહારાજા ભોજરાજે પત્રિકા વાંચી વિચાર્યું કે–" શત્રુ મારા હાથે બ્રહ્મહત્યા કરાવા માંગે છે: પરંતુ શાસ્ત્ર કથન છે કે–મહાપરાધી બ્રાહ્મણને પણ જાનથી મારવો નહીં. તથા કોઇ પણ વેષ–ત્યાગી વેષ ધારી સાધુ–ફકીર, ગાય, નપુંસક, સ્ત્રી બાલક, વૃદ્ધ અને રોગીને જાનથી મારવાં યોગ્ય નથી. છતાં શત્રુ પોતાના હાથે તેમ ન કરતાં મ્હારી પાસે હત્યા કરાવા માંગે છે તેમાં કંઇ ઊંડો ભેદ હોવો જોઇએ

યે." ઇત્યાદિ વિચારી સાંઢણી સ્વારને યોગ્ય ઉત્તર સાથ પાછો વાળવાની તજવીજ કરાવી.

તેના રવાના થયા પછી ચોથેરોજ મધ્યાન્હ સમય શુભ શકુન સાથ યોગ્ય પોષાક યુક્ત દામોદર મહારાજા ભોજરાજજીની હજૂર હાજર થયો અને સભ્યતા, નમ્રતા અને આનંદતાસહ મંગલ વચને કહી ઉભો રહ્યો અને નેકીદાર તરફથી આસનની સૂચના થતાં તેની પર મર્યાદા સહિત બેઠો.

ભોજરાજે વિચાર્યું કે–' વિચક્ષણ મણિ વિપ્રરાજને ભીમદેવ શિરચ્છેદની શિક્ષા કરવામાં માંગે છે; પરંતુ આની નિમકહલાલી કેવી છે ? સ્વામિભક્ત છે કે સ્વામિદ્રોહી છે તે જાણવું યોગ્ય છે. મનુષ્યની કીંમત નિમકહલાલી વગેરે સદ્વર્ત્તનમાંજ રહેલી છે. જેથી એના મનના ઉંડા ઉદ્‌ગારો કહડાવી તેનો પરિચય કરવો યોગ્ય છે.' એમ ધારી ભવ્ય ભાવ સહ તેને પૂછયું કેઃ—" દક્ષ શેખર દામોદર શર્મા ! સર્વ પ્રકાર સાથ આનંદ મંગળમય છો ? ગુર્જરી ભૂમિનાં સૌભાગ્ય ચિન્હ કેવી દશાને ભેટી રહેલાં છે ? અને હજામત કરવામાં કુશળ ભીમદેવ હાલ શું વ્યવસ્થામાં રોકાયલ છે ? "

આ પ્રમાણે ભોજરાજનાં કટાક્ષ શ્રવણ કરી દામોદરે વિચાર્યું કે–' રિસાયલાને મનાવવો યોગ્ય છે, અને અવસર આવે યોગ્ય ઉત્તર આપવામાં પણ બુદ્ધિની નિર્બળતા બતાવવી કે નિમકહલાલીને ખામી લાગવા દેવી એ તદન અયોગ્ય છે.' એમ વિચારી તુરત હસતે ચ્હેરે દામોદરે ઉભા થઇ વિનવ્યું કે–" પ્રભો ! આપની પ્રસન્નતા પ્રમાણે સર્વ રીતે કુશળતામય છું. તથા ગુર્જરભૂમિનાં સાભાગ્ય ચિન્હો ઉત્તમોત્તમ દશાનો આનંદ મેળવી રહેલ છે, અને હજામત કરવામાં કુશળ ભીમદેવ એજ વ્યવસ્થામાં રોકાયલ છે કે, પોતાની કાર્યકુશળતાથી ઘણા એક રાજાઓનાં મસ્તક મુંડી નાખ્યાં છે, હવે ફક્ત એ-

કજ મહારાજાનું મસ્તક મુંડવું બાકી છે તે માટે તેમનું માથું પલાળી અસ્તરા તૈયાર કરી કહેલ છે. ”

આવો ઉત્તર મળતાં મહારાજાએ વિચાર્યું કે–“ દામોદર નિમક-હલાલ છે અને વાકય પટુતાવંત છે તથાપિ વધારે ભેદ લેવાની આ વશ્યકતા છે. ” એમ ધારી દામોદરની તરફ નિહાળી હાસ્ય કર્યું. હાસ્યનો મતલબ એ હતો કે દામોદર નાગર બ્રાહ્મણ હોવા છતાં કાળાવર્ણનો, ઠીંગણો, કાણો અને કદરૂપો હતો. એના લીધે હાસ્ય સાથ તેને પૂછ્યું કે–“ ભીમદેવની હજૂર તમારા જેવા વીણી વીણીને ગોઠવેલા વિગ્રહ સંધિકાર કેટલાક છે ? ” દામોદર બોલવાનો મર્મ સમજી બોલ્યો કે:—

“ માલવપતિજી ! માગ જેવા મોટી સંખ્યામાં છે, અને વીણી વીણીને ગોઠવવાનો મતલબ એજ છે કે–મારા પૂજ્ય પિતાશ્રીએ સુપુત્રની પ્રાપ્તિ માટે તપશ્ચર્યાવડે શ્રી શિવજીને પ્રસન્ન કર્યા જેથી તે અખિલ યોગીંદ્રે કહ્યું કે–‘ તારે સ્વદેશ પૂજ્ય પુત્રની ઇચ્છા છે કે વિશ્વ પૂજ્યની ? જો સ્વદેશ પૂજ્યની ઇચ્છા હોય તો તે રૂપમાં વિશેષતાવંત છે અને વિશ્વપૂજ્યની ઇચ્છા હોય તો તે રૂપમાં નહીં પણ બુદ્ધિબળમાં વિશેષતાવંત છે, માટે તારી જે ઇચ્છા હોય તે માગી લે. ’ એ ઉપરથી દીર્ઘદર્શિ પિતાશ્રીએ રૂપની દરકાર નહીં રાખતાં બુદ્ધિબળની દરકાર રાખી મને માગી લીધો અને એજ પ્રતાપવડે ભૂપાળોની કૃપાનું પાત્ર થઇ જગતજનોને હસાવનાર નિવડયો. મારા જેવા ઘણા હોવા છતાં પણ એટલે કે અધમ, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ વર્ગ પાડેલા છે. તે પૈકી સ્હામાવાળો જેવો હોય તેની પાસે તેવાને મોકલવામાં આવે છે. ” આવો મીઠા ઉપહાસ્ય યુક્ત ઉત્તર આપવામાં બેધડક બોલનાર જોઈ દામોદર ઉપર રાજેંદ્ર પ્રસન્ન થયો અને તેને લક્ષ પસાવ કરી તેની સાથે વિશેષ વાર્તાનંદ મેળવવા આતુર થયો.

વ્હાલા વાંચનાર ! વચન ચાતુરી એ પણ કલ્પવૃક્ષ સમાન મન માન્યું ફળ આપનારી કળાં છે એટલાજ માટે શાસ્ત્રકારોએ કથેલું છે કે પાંચ વકાર એજ નરનો શૃંગાર છે–અર્થાત્ સારૂં શરીર, સારાં વસ્ત્ર, સારાં વચન, સારી વિદ્યા અને સારો વૈભવ એઓ મનુષ્યની ઉન્નતિ કરનાર છે.

ભોજરાજા આતુરતા એ માટે ધરાવતો હતો કે, ભીમદેવ આવા ચતુર શિરોમણિને ગર્દન મારવા તૈયાર છે અને આ તેના ગુણાનુવાદ ગાવામાં હુંશિયાર છે; પણ ખરો હારદ શું છે ? તે જાણવાની ખાતર રાજેંદ્રે પૂછ્યું કેઃ—

" પ્રિય દામોદર ! તમારે ભીમદેવની સાથે સાચા મનથી મેળ છે કે નથી ? તે દિલ ખોલી જણાવો. દામોદરે કહ્યુંઃ—

" મહીંદ્રજી ! મનના મેળ માટે શું કહેવું ? પૂર્વ પુણ્ય પ્રભાવથી પ્રતિદિન પ્રસન્ન મૂર્તિ શ્રી ભીમદેવ હમેશાં અન્ન વસ્ત્રાભરણ આદિની મહાન નિવાયસ કર્યાજ કરે છે. કહ્યું છે કેઃ—રાજા, વૈદ્ય અને ગુરૂ એટલાંઓની દૃષ્ટિ જેના ભાગ્યનો ઉદય થનાર હોય છે તેના ઉપરજ પડે છે. અર્થાત્ રાજાની સુદૃષ્ટિ થતાં દારિદ્ર્ય, વૈદ્યની સુદૃષ્ટિ થતાં રોગ અને ગુરૂની સુદૃષ્ટિ થતાં પાપ રહેવાજ પામતાં નથી. "

રાજાએ કહ્યુંઃ—જો એજ મુજબ હોય તો, જો ભીમદેવે તમને ગર્દન મારવાની મારા ભણી ભલામણ કરી છે. શું સુનજર હોય તો આ પ્રકારને જન્મ મળી શકે છે ? "

આ રૂક્કો જોતાં દામોદર સમજી ગયો કે–" મારી ઉદ્ધતાઇનાંજ આ ફળ છે. રાજાઓની રહામે ઉત્તર આપવો પણ ન જોઇએ, તેને બદલે મેં તો ઉદ્ધતાઇ સાથ જવાબ આપી રસ્તો માપ્યો હતો જેથી મારા અંત માટે ખચિત આ ગોઠવણ થઇ છે. કહ્યું છે કે–રાજા, વાસનદાતા, બાલક, વૃદ્ધ, તપથી અધિકતા પામેલ, વિદ્વાન, સ્ત્રી,

મૂર્ખ અને ગુરૂ એટલાઓને સમજુ મનુષ્યે સ્હામો જવાબ આપવોજ નહી; કેમકે રાજા અને વર્ષાશન દેનારાને જવાબ આપવાથી નારાજ થતાં જીવન અને આજિવિકાની હાની થાય છે. બાળકની અને વૃદ્ધની સામે બોલતાં તેઓ માનભંગ કરે છે. તપસ્વી તથા વિદ્વાન ખોટા વિચારો બીજાના મનમાં ઠસાવી સામું બોલનારનું તોલ ઘટાડી દે છે. સ્ત્રી તથા મૂર્ખ ફજેત કરે છે અને ગુરૂ ગુસ્સે થતાં અનિષ્ટ થાય છે જ્ઞાન ધન આદિ મળતાં અટકે છે. પરંતુ હવે જે થયું તે થયું! ગઇ ગુજરીનો શોચ કરવો નકામો છે. હવે તો બુદ્ધિ બળવડે જાન બચાવવાની જરૂર છે; છતાં પણ ભીમદેવશ્રીનું કાર્ય સિદ્ધ કરવું યોગ્ય છે.' ઇત્યાદિ વિચારી વિનવ્યું કે:-" પ્રભો! મને જે ગર્દન મરાવે છે તેમાં રાજેન્દ્રની બહુ મતલબ સમાયલી છે "

રાજાએ પૂછ્યું-" એવી શી મતલબ સમાયલી છે?!' દામોદરે કહ્યું—

વીરમણિશ્રી! જો કે પોતાનાં દાન, આહાર, સુકૃત, ધન, ગુણ, દુષ્ટકર્મ, મર્મ, મંત્ર-વિચાર અને તત્ત્વવિદ્યા એટલાં અન્યને જણવવાં ન જોઇએ: તો પણ આપશ્રીની આગળ મારો વિચાર જાહેર કરૂં છું કે શામ, દામ દંડ અને ભેદ એવા ચાર પ્રકારથી રાજાઓ સામાને શિકસ્ત આપી શકે છે. એટલે કે ઉત્તમને શામવડે, શૂરાને ભેદવડે, નીચને દામ વડે અને સમાનને દંડ વડે હાર ખવરાવી શકાય છે. આપ ભીમદેવની સાથે ટક્કર લેનાર હોવાથી આપને યુક્તિથી જીતવા એ સર્વોત્કૃષ્ટ ઉપાય હોવાથી મારો દેહાંત કરવો ધાર્યો છે અને તે એજ હેતુ માટે કે જ્યારે મારો જન્મ થયો ત્યારે મારા પિતાએ બરોબર જન્મ સમયના ગ્રહાદિનું બળ સાધી ભવિષ્ય નિર્માણ કર્યું, તેમાં એક પાપગ્રહની ચતુષ્પાપ દૃષ્ટિ યુક્ત એવો કુયોગ જણાયો કે, જ્યાં મારા લોહીનું એક ટીપું પણ પડે તો ત્યાં બાર વર્ષ દુકાળજ

પડે. આ વાત ભીમદેવની જાણમાં હોવાથી તથા મારા પિતા ત્રિકાળ-જ્ઞાની અને જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ હોવાથી તેમના વચન પર પૂર્ણ આસ્થા હોવાને લીધે આ માલવદેશમાં સ્વપ્ને પણ દુકાળ પડતો નથી તેવા દેશમાં લાગલાગટ બાર વર્ષ કાળ પડતાં પ્રજા અને પ્રજાની સર્વ સંપત્તિ સાથ દેશ ઉજડ થવાથી આપ એક રાંક કરતાં પણ અધિક થઇ રહો એથી મારૂં શિર છેદવા યત્ન આદરેલ છે. નરનાથજી! હું એક મરી જઉં તો ત્યાં કંઇ ખોટ પડવાની નથી; કેમકે મારા જેવા ત્યાં અનેક વિદ્યમાન છે એટલે કાનખજુરાનો હજાર પગમાંથી એક પગ ભાગ્યો તોય શું?! તેમજ ડાહ્યા મનુષ્યો થોડા દોષ અને વિશેષ લાભવાળું કામ કરવા જરૂર ધ્યાન આપે છે. મેઘવૃષ્ટિથી કંઇક નુકશાન પણ થાય છે છતાં તેની હાજરીથી લાભ વિશેષ હોવાથી તેનો સર્વ જન આદર કરે છે, અને હું થોડી હાની ભોગવનાર છતાં વધારે લાભ આપનાર હોવાથીજ આવા સન્માનને પાત્ર રહું છું."

આ પ્રમાણે મુદ્દાસર અને યોગ્ય ઉત્તરવાળું બોલવું થતાં ભોજ-રાજ તે વાતને સત્ય માની બોલ્યો—લાભ કે ગેરલાભવાળું કામ પણ સાહસપણે કોઇ કામ ન કરતાં તેના પરિણામને યત્ન પૂર્વક વિચારવા કહેલ છે તે સત્યજ છે. સાહસ કામ કરવાથી કોઇ વખત મહાન દુઃખ શોકના ભોકતા થવું પડે છે. જો મેં તમને એકદમ આ પરિણામ મેળવ્યા વિના મ્હોતને તાબે કર્યા હોત તો મહા અનર્થ થાત. સારૂં થયું કે તમોએ મને સાચી વાત સમજાવી મારા સુખ વૈભવના સિતા-રાને ચમકતો રહેવા યત્ન આદર્યો. પરમહિતૈષિ દામોદર! કહો હવે આના બદલામાં તમારો કેવો સત્કાર કરૂં?!"

દામોદરે કહ્યું:—"ભૂમિપતિજી! જે ભીમદેવે ફરમાવ્યું છે તેજ સત્કાર કરો કે જેનાથી હું નિમકહલાલ નીવડી સ્વર્ગમાં પણ સુયશનો ભાગી થઇ શકું. આ શરીર નાશ થતાં સ્વામીનું શ્રેય થતું હોય તો તેથી વિશેષ અહોભાગ્ય શું છે?!"

રાજેન્દ્રે કહ્યું:—" દક્ષમંત્રીશ્વર ! તે સત્કાર મારાથી થનાર નથી અને તે સત્કાર તમારા યોગ્ય નથી—બસ તમે તો હમેશાં મારી પાસેજ રહી મને વિદ્યાનંદ આપ્યા કરો." ઇત્યાદિ કહી તેના માટે હમેશાં રહેવા તથા ખાનપાન આદિનો બંદોબસ્ત કરાવી મહારાજાએ આનંદને આધીન કર્યો.

તે વર્ષે ગુજરાતમાં દુષ્કાળ હોવાથી ગુર્જરને તારાજ કરવા ભોજરાજે ભારે તૈયારી કરી હતી જેથી શુભ મુહુર્તે નિસાને ડંકા દેવરાવી ગુજરાત ભણી મંગળપ્રયાણ કર્યું, અને એક બે મુકામ થયા પછી લશ્કરી છાવણીની સ્થિરતા કરાવી અન્ય સેના આવી મળવા માટે રાહ જોવામાં મન રોક્યું.

લડાયકોનો યુદ્ધ સંબંધી મનોરંગ વધવાને લીધે સાથે નાટકકારો પણ તૈયારજ હતા જેથી હાર ખાધેલા અગાડીના રાજાઓના વેષ ભજવવા શરૂ થયા.

દામોદર જે બીડું ઝડપી માલવામાં આવ્યો હતો તે વાતને ફતેહ આપવાની તક શોધતો હતો અને તે નાટકના સમય ઉત્તમ તક એ હાથ લાગી આવી કે તૈલપદેવનો વેષ ભજવાતો જોઇ ભોજરાજે દામોદરને પૂછયું.

" મિત્રવર ! પહેલાં તમોએ તૈલપ દેવને નિહાળેલ છે, તો તેમનું સ્વરૂપ આ બરોબર છે કે કેમ ?! "

દામોદરે કહ્યું:—" વીરેન્દ્રજી ! આબેહુબ તૈલપદેવ છે અને સર્વ પ્રકારે સંપૂર્ણતાવંત છે, ફકત અપૂર્ણતા એટલીજ છે કે એના હાથમાં મુંજરાજનું મસ્તક નથી."

આ વાકય મર્મભેદી હોવાથી ભોજરાજને પોતાના કાકા મુંજરાજનું વૃતાન્ત સાંભરી આવ્યું અને લાગી આવ્યુ કે " જ્યાં લગી

કાકાના જીવ લેનારને નમાવ્યો નથી ત્યાં લગી બીજાઓને નમાવ્યા તે ન નમાવ્યા બરાબર છે. બસ પ્રથમ તેનોજ પરાજય કરવો યોગ્ય છે.

એવા નિશ્ચય પર આવી સર્વ રાજાઓ આદિની સમ્મતિ મેળવ ભોજરાજે ગુજરાત ભણીની ચડાઇ મોકુફ કરી કર્ણાટક તરફ એકદમ સમુદ્રના લોઢની પેઠે ભારે ધસારા સાથ હલ્લા કરવાની આશા કર અમલમાં અણાવી. જેથી દામોદરની ટેક જળવાવામાં જરાપણ કસ રહી નહિ.

કેટલીક મુદતે સેના તૈલપદેવના દેશમાં જઇ પહોંચી અને એન ખબર મળતાં તૈલપદેવ પણ સ્હામે આવ્યો જેથી બેઉ સેના વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું. એટલુંજ નહી પણ પાપતખ્તાના કિલ્લાને પણ ઘેરે ઘાલી તેને હસ્તક કરવામાં ભોજ સફળતાનો ઉપાસક થયો.

આ અડાકડીના વખતમાં દામોદરે ભોજરાજને મુંઝવણમાં ઘેર લઇ પોતાનો સ્વાર્થ પારપાડવાનો ઉપાસી બની એક બનાવટી કાગળ રજુ કરી વીનવવા લાગ્યો-" રાજેંદ્રજી! ભીમદેવે આ સમયને લાગ જોઇ માળવાને સર કરવા ચડાઈ કરી છે જેથી મને તુરત પાછો બોલાવ્યો છે."

રંગમાં ભંગરૂપ પત્ર વાંચી ભોજરાજે કહ્યું-" દૂતેંદ્ર! આ શું ભીમદેવે આ વખતે વૈર વાળવું કેમ વિચાર્યું હશે?"

દામોદરે કહ્યું:-" મહારાજ શ્રી ભીમદેવ પોતાનો વિજય કરવા મને પાછો બોલાવે છે અને વૈરીઓ ઘણું કરીને આવી રીતેજ વૈર વાળે છે. કહ્યું છે કે-નાટકિયા, રાજા અને સાપ એ ત્રણે મુખેથી હાનિ પહોંચાડે છે, તથા વીંછી, વૈરી અને વાણિયો એ ત્રણે પાછળથી હાનિ પહોંચાડે છે."

રાજાએ કહ્યું:-" આ સમય તમારી શી સલાહ છે, તમો કહો તો આ યુદ્ધને આટોપી માળવાનો બચાવ કરૂં!"

દામોદરે કહ્યું:-" ભૂપાલ ચૂડામણિ! તૈલપદેવને જીત્યા વિના પાછા ફરવાથી લોકોમાં હાંસી થશે કે ભોજરાજ ડરીને પાછા ભાગ્યા. લોકોને મોઢે તાળું દઈ શકાતું નથી. અને આને જીતવા રહો છો તો પોતાનું રાજ્ય પાયમાલીને ભેટે છે; માટે અવસરને માન આપી લાલચુને લાલચમાં સપડાવો કે જેથી વિના હરકત કર્યે તે પાછો વળી જશે. આપવાથી સર્વને સંતોષ મળેજ છે. વિચાર કરો કે પાત્રે દાન દેવાથી ધર્મ સંચય થાય છે અને તે સિવાયનાને આપેલું દાન દયા દર્શનના ફળ રૂપ નીવડે છે. મિત્ર પ્રતિ આપવાથી પ્રીતિ વધારે છે. શત્રુ પ્રતિ આપવાથી વૈરનો ઘટાડો કરે છે, નોકર ચાકર પ્રતિ આપવાથી ભક્તિમાં ઉમેરો કરે છે, રાજા પ્રતિ આપવાથી સન્માનમાં વધારો કરાવે છે અને વાચકોને આપવાથી યશનો વિસ્તાર કરે છે. મતલબ એજ કે દાન કોઇ પણ સ્થિતિમાં આપવાથી નિષ્ફળ જતું નથી."

આ રીતનું દામોદરનું કથન સાંભળી પોતાની વિજય ધ્વજા ફરકાવવાના ઇરાદે તથા સ્વપ્રજાનું સંરક્ષણ સચવાવાને ઈરાદે તુરતજ ત્રણ લાખ નાણું અને ૨૦૦ તેજી ઘોડા દામોદરને સ્વાધીન કરી ભીમદેવને પાછો વાળવાની ભલામણ કરી અને આ સમય સાચવ્યાના બદલામાં બીજું જે કંઇ માગીશ તે આપવા તૈયાર રહીશ. માટે ધ્યાન માનપૂર્વક માળવાને બચાવી લેવા યત્ન કરજોજ."

એમ કહી દામોદરને વિદાય કર્યો અને તે પણ પોતાની તમામ રીતે મતલબ પૂરી પાડીને. પછી તે પાછો વળી સીધો પાટણ સમીપ જઇ પહોંચી પોતાના મહારાજાના વિજયની વધામણી આપી આનંદી બન્યો. રાજાએ પણ જીતના ડંકા થયા જાણી ઉત્સવ સાથ દામોદરને પુર પ્રવેશ કરાવ્યો.

દામોદરે ભીમદેવને નમન કરી લાવેલી ભેટ રજુ કરી સર્વ હકીકત નિવેદન કરી, જેથી રાજા પ્રસન્ન થઇ વિચારવા લાગ્યો કે-

આણે જતી વખતે ઉદ્ધતાઇ બતાવી હતી પણ દૂઝણી ગાયની લાત વેઠવી પણ સારી; કેમકે દામોદરના ઉપકાર કલ્પાંતે પણ વિસરાય તેવો નથી. શત્રુ છતાં પણ પંડિત હોય તો તે સારો, પરંતુ હિતકારક શઠ હોય તો તે સારો નહીં. મારો નોક રાખી માન પૂર્વક વગર હાનિ કરાવ્યે વિજયી થઇ આવ્યો તે અત્યંત આનંદનો વિષય છે." ઇત્યાદિ વિચારી તેને પુષ્કળ શિરપાવ આપી સંતોષ્યો.

ભોજરાજ પણ છ મહિના પછી એક લાખ ઘોડા, એક કોટી ધન અને મુંજનું મસ્તક મેળવી તૈલપદેવને ખંડિયો રાજા બનાવી પાછો વળ્યો અને રંગેચંગે વિજય સહિત પોતાના રાજ્યમાં આવી આનંદને અનુભવવા લાગ્યો.

**વાર્તાનો સાર** એજ શિખવે છે કે, સમજુને વારંવાર ગેકરણી ન કરવી. ઉદ્ધત વચનથી ઉપરીને નારાજ ન કરવો. રાજાઓનો વિશ્વાસ ન રાખવો. યોગ્ય ઉત્તર આપી પોતાના પક્ષની સબળતા દેખાડવી. નિમકહલાલ થવું, વચન પાળવામાં ને કાર્ય સાધવામાં તત્પર રહેવું. વિપક્ષને પણ સ્વપક્ષ બનાવી લેવો. સમય પ્રમાણે વર્તી મતલબ સિદ્ધિ સાધી લેવી. વચનમાં દરિદ્રતા ન બતાવવી. જનમન રંજન થવું, રૂપ કરતાં બુદ્ધિ અને ગુણને વધારે માન આપવું અને તક જોઇ તમામ બાજી સુધારવા ખંતીલા થવું. કે જેથી બેઉ પક્ષના માનીતા થઇ આનંદ અનુભવવા ભાગ્યશાળી થવાય છે.

## વાર્તા તેત્રીસમી.



એક સમય રાત્રીએ નગરચર્યા જોવા નિકળેલા ભોજરાજે અડધી રાત્રિ વીત્યા છતાં પણ એક ઘરની અંદર દીવો બળતો જોવાથી વિ-

ચાર્યું કે–" હજુ પણ કોઇ ભાગ્યવાન જાગતાં જણાય છે." એમ જાણી કમાડની તડમાંથી જોયું તો વસ્ત્રાભૂષણ અને અસ્ત્ર શસ્ત્ર યુક્ત એક યુવાન પુરૂષ તથા વસ્ત્રાલંકાર ભૂષિત યૌવના એકજ પથારિયે સુતેલ જણાયાં. એથી તેણે વિચાર્યું કે 'રાજની નોકરીથી થાકીને આવેલ પુરૂષ પ્રિયાને આલિંગ્યા વિનાજ નિદ્રાધીન થઇ ગયો જણાય છે.'

થોડી વાર થઇ ત્યાં તો એક યૌવનશીલ પુરૂષ તેજ ઘર ભણી આવતો જોયો. જેથી વિચાર્યું કે 'તે ઉંઘી જનારનો ભાઇ હશે. જેથી નિઃશંકતાથી ચાલ્યો આવે છે.' એમ ધારી ઓથે રહી, તે કોણ છે એ જાણવાના હેતુથી જોવા લાગ્યો અને કમાડ પર આસ્તેથી ટકોરા મારી કમાડ ખોલવાનો સંકેત દર્શાવવા લાગ્યો, જેથી સૂતેલી સુંદરી ધીરેથી ઉઠી આવી કમાડ ઉઘાડયાં અને તે મર્દ ઘરમાં દાખલ થયો તથા તે મર્દને સ્નાનાદિ સેવાથી આરામ આપ્યો.

આવનાર મર્દે સુંદરીને પૂછ્યું કે–" દેવી ! શય્યાની અંદરથી ઝડપ સાથ ઉઠતાં તથા ઝાંઝર વગેરેનો ઝણકાર થતાં વિજયની નિદ્રાને ખલેલ તો પહોંચાડેલ નથી ને ? જો એને ખલેલ પહોંચેલ હોય તો મારી સેવા કંઇ કામની નથી. એની નિદ્રાનો ભંગ થાય તે વાત મને ગમતી નથી."

આ પ્રમાણે તે મર્દનું બોલવું સાંભળી રાજાએ વિસ્મય સાથ વિચાર્યું કે–" અહા ! આ સર્વાંગે સુંદર સુંદરી, પૂર્ણ યૌવનશીલ અને ચિત્તાકર્ષક હોવા છતાં એકજ શય્યામાં સૂતેલ વિજય નામના પુરૂષને ઉદ્દેશી મન્મથરૂપ મનહર પતિને કહ્યું–વિજયની ક્રિયાનો ભંગ થવો ન જોઇયે. આ ઉપરથી એટલું તો નક્કીજ છે કે એ બે મર્દ પૈકી એક જણ આ સુંદરીનો પતિ છે. પણ નિશ્ચય શી રીતે કરવો ?

આ પ્રમાણે વિચાર ચાલે છે દર્મ્યાન જમવાનો સમય થવાથી

વિજયને જગાડયો અને તે બેઉને જમતા નિહાળી રાજાએ બારણા અગાડી આવી કહ્યું–" સખા ! જમવા સમય આવી ચડેલા અતિથિ સન્માનનો કંઇ સત્કાર થશે કે ? ! " આવું બોલવું સાંભળી મલયસિંહ બોલ્યો–" સારી રીતે સત્કાર કરવો એજ મારી ફરજ છે. એટલુંજ કહી સુંદરીને આજ્ઞા કરી. જેથી આસન અને હાથ પગ ધોવા પાણી હાજર કરી સુંદરીએ જમવા માટે પ્રાર્થના કરી. પણ રાજાએ કહ્યું –' મને તરશ લાગી હતી તે પાણી મળતાં આનંદ થયો છે. ભૂખ હોત તો ભોજન પણ કરી લેત. પણ સૌભાગ્યશાલિની ! હું એ જાણવા માગું છું કે, તમારા સૌભાગ્યના સૂર્યરૂપ કોણ ઉદયવંત નર છે ? "

બાઇયે જવાબ આપ્યો ! " વીરમણિ વીરા ! જમણી બાજુએ બિરાજેલ છે તે મારા મુકુટ છે અને ડાબી બાજુએ બિરાજેલ છે એ તેમના મિત્ર છે. "

રાજાએ ચમત્કાર પામી કહ્યું–" ધન્ય છે તમો બેઉની મિત્રતાને ! આટલી અનહદ મૈત્રિ તો મેં આજે જ જોઇ છે. " એટલુંજ બોલી રજા માંગી રાજાએ રસ્તો માપ્યો.

રસ્તામાં ચાલતાં ચાલતાં પણ રાજા વિચારવા લાગ્યો કે એકજ પથારીમાં યૌવનથી છલેલ સ્ત્રી પુરૂષ સુતેલાં નિર્વિકારી રહ્યાં હોય એ અસંભવ છે. મા બ્હેન ને પુત્રી સાથે પણ એકાંત સેવતાં મુનિજનોના મન પણ વિકારી થાય છે; કેમકે બલવાન ઇંદ્રિયો વિદ્વતાને પણ મહાત કરી મૂકે છે. તો પછી બેઉ મદમત્ત છતાં નિર્વિકારી રહેલાં એ માનવું શંકા ભરેલું છે. " ઇત્યાદિ વિચાર સાથ રાજેંદ્ર મહાલયમાં જઇ પહોંચ્યો અને એજ વિચારમાં લીન રહી બાકીની રાત્રિ વ્યતીત કરી શંકાનું સમાધાન થવાનો માર્ગ શોધવા લાગ્યો.

જ્યારે પ્રભાત થયું ત્યારે નિત્ય નિયમ કરી રાત્રિયે જોયેલી

બાબતના નિર્ણય માટે ત્રણ દિવ્યની તૈયારી કરાવી. એટલે કે ધીજ પતીજ માટે લોઢાના ગોળા લાલચોળ તપાવ્યા, ઝેરી સાપોને તૈયાર રખાવ્યા અને યવ હાજર કરાવ્યા. તે પછી અંગરક્ષક મારફત તે વિજયને તથા સુંદરીને અને તેના પતિ મલય ને પોતાની હજૂર બોલાવી એકાંતમાં સ્ત્રી અને વિજયની સત્યતાની કસોટી કરી બતાવવાની આજ્ઞા કરી. જેથી તે બેઉ જણાએ ત્રણે દિવ્ય કરતાં પહેલાં કહ્યું કે–' જો મન વચન અને શરીરથી અમો બેઉ જણ નિર્વિકાર રહ્યાં હોઇયે તો હે અગ્નિ દેવ ! હે વિષધર ! અને હે યવ ! તમો અમોને શાંતિ રૂપ નિવડશો.' એમ કહી ત્રણેએ દિવ્ય કર્યાં, તો તેમને કંઇ પણ ન થતાં જેવીને તેવી સ્થિતિમાં મસ્ત રહેલાં જણાયાં એ જોઈ ભોજ રાજા અત્યંત ઉલ્લાસ પામ્યો અને તેમની પ્રશંસા કરવા લાગ્યો કેઃ—

" મલયસિંહ ! તું વસિષ્ઠ છે, સુંદરી અરૂંધતી છે અને વિજય સત્ય મૂર્તિ—જેથી જીવતાં છતાં પણ શુકદેવની પેઠે જીવન્મુક્ત છે ! " આ પ્રમાણે કહી મયલસિંહની ગંભીરતા–ધીરતાથી, વિજયસિંહની શુદ્ધતાથી અને સુંદરીની પતિવ્રત રૂપ શુચિત્મતાથી ચમત્કાર પામી ત્રણસો ગામ તેમને અર્પણ કરી ધારાધીશ આનંદ પામ્યો. અને મલય પ્રતિ મૈત્રિજ્ઞાનનું શિક્ષણ માંગવા લાગ્યો. જેથી મલયસિંહ વિનય યુક્ત વિનવવા લાગ્યોઃ—

" ભૂપાલ ચૂડામણિ ! પ્રથમ મનની મલીનતા તમામ દૂર કરવી, એક બીજાની પીડા ધ્યાનમાં લેવી, ઓછું અધિક બોલવું થાય છતાં પણ તે તરફ તથા કાળી બાજુ તરફ ( દુર્ગુણ તરફ ) ધ્યાન જરા પણ આપવું નહીં, કદી પણ રીસ લાવવી નહીં, મિત્રને જોઇયે તે વસ્તુ આપવી આપણને જોઇયે તે તેની પાસેથી લેવી, ગુપ્ત ભેદ કહેવો અને શ્રવણ કરવો, જમવું અને જમાડવો, મિત્રના ગુણો પ્રકટ કરવા શંકાને નિર્મૂળ કરી સર્વસ્વ વિશ્વાસ સાથ સોંપી દેવું, અને

જેમ બને તેમ નિરંતર એક રંગથીજ રહી દૃષ્ટાંતરૂપ જીવન જાહેરમાં લાવવું. નહી કે ધન, સ્ત્રી વા અન્ય લાલચમાં લપટાઇ સ્વાર્થી સ્નેહ બાંધી ઉભય જન્મને ભ્રષ્ટ કરવા. મહારાજેંદ્ર! જો બેઉ મિત્ર ધર્મને જાણનાર સત્પાત્ર મળી આવે તો પછી આનંદનો પાર શો? શિવાય મૈત્રિધર્મમાં કેમ નિઃશંકતાથી વર્તવું જોઇયે તે તો આપે નિહાળેલુંજ છે અને એવીજ મૈત્રિ હોવી જોઇયે કે જે સ્વર્ણાક્ષરોથી ઇતિહાસ પત્ર તે પ્રસંગ પ્રશંસાને પાત્ર થઇ રહે." ઇત્યાદિ કહી રજા માગી તેઓ પોતાને સ્થાન ગયાં અને ભોજરાજ મૈત્રિધર્મનો મર્મ સમજી તેનો અમલ કરવામાં લીન થયો.



## વાર્તા ચોત્રીસમી.



એક સમય એક ગોવાળિયો વગડામાંથી ઢોર ચરાવી ઘેર આવતો હતો તે વખતે એક આખલો જમીન પર ટેકરાને માથાં મારી વીંખેરતો હતો તેને જોઇ તે ગોવાળિયો બોલ્યો કે 'ગોહ જિમ ખળવળઇ' એટલું બોલી આગળ ચાલ્યો ત્યાં સસલાં દોડીને સંતાતાં નજરે પડયાં એથી તે બોલ્યો 'સસા જિમ ઉતડૂ તડુ' એમ કહેતો વળી પંથ પસાર કરવા લાગ્યો, ત્યાં ધીરે ધીરે મોરને ટહુકતાં જોઇ બોલ્યો 'મોર જિમ લુડઇં લુકઇં.' અને ત્યાંથી પણ આગળ ચાલતાં હરિણોને ફાળો ભરતાં જોતાં બોલ્યો કે—'હરિણ જિમ ફાલાં ફાલાં.'

આ પ્રમાણે ચાર પદ બનાવી સંતોષ મેળવવા વિચારવા લાગ્યો કે—" મહારાજા ભોજ જેવી તેવી કવિતા કરનારને પણ નિરાશ કરતા નથી. કમીમાં કમી પાંચસો તો આપેજ છે માટે હું પણ મારા ભાગ્યને શા માટે ન અજમાવું?!" આમ વિચારી તે મહારાજા

હજૂર ગયો અને પગે લાગીને ચારે ચરણુ કહી સંભળાવ્યાં. એથી તેને પાંચસો રૂપિયા અપાવી ભોજરાજે તે પદોને સંગ્રહ સ્થાનમાં શોભાવ્યાં.

કૃપણુ કારભારીઓએ આવા પદોના પાંચસો આપેલા જોઈ વિ-ચાર્યું કે–" મહારાજા જડ મૂર્ખના કથેલા દોહરા વગેરેના પૈસા આપે છે તે તદન નકામાજ છે અને આવી રીતે આપવાથી બેસુમાર લાલચુ પંડિતો કવિયો અને લેભાગુજનો આવી લખલૂટનો લાભ લઇ જશે અને ખજાનો ખાલી થઇ જશે. અને જયારે ખાલી થઇ ગયો ત્યારે એકદમ કયાંથી ભરાવાનો હતો ? અને ન ભરાય તો પછી રાજ્ય પ્રપંચનું તંત્ર અટકી પડતાં સઘળી ધારણાઓ ધૂળમાં મળી જાય. માટે જે કંઇ ભંડારમાં છે તે અહીંયાથી ખસેડી બીજા સલામતી ભર્યે સ્થાન લઇ જઇ સંતાડી રાખીએ જે ખરા વખતે કામમાં આવશે."

આ પ્રમાણે નિશ્ચય કરી કર્મચંડાળ કારભારિયો ખજાનામાં કોશ ખાતરિયાં વગેરે સાધનો સાથ દાખલા થયા અને ખજાનો બારો-બાર કહાડવાના ઇરાદાથી ખાતરિયા વડે નવો માર્ગ કરવા મચ્યા.

ભોજરાજા તે ગોવાળીઆનાં પદો પથારીમાં આરામ લેતાં લેતાં વાંચી તેનો મર્મ વિચારતો હતો જેથી તે બોલ્યો કે—' ગોહ જિમ ખળવળઇ—ચોની પેડે ખરવર ખરવર ખોદયા કરે છે. '

આવું પદ રાજાના મુખનું શ્રવણ કરી કુટિલ કારભારિઓએ ભય અને શંકાશીળ થઇ વિચાર્યું કે—" આપણે છુપી રીતે કામ કરતા હતા છતાં આ બાબત ચતુર શિરોમણિ રાજાના જાણુવામાં આવી ગઇ છે જેથી તેમણે ટાંકણી રૂપ એ પદ પ્રકાશ્યું છે ! માટે જરાવાર થોભી તેમના ઉંઘવા પછી કાર્ય ચલાવવું " એમ વિચારી તે છાના-માના સંતાઇ ઉભા રહ્યા.

રાજાએ ફરીથી બીજું પદ કહ્યું:—" સસા જિમ ઉત્તડૂ તડુ—સસલાની પેઠે ડરીને સંતાઇ ગયા. "

જ્યારે આ પદ સાંભળ્યું ત્યારે તો તેઓ વધારે ભય પામી વિચારવા લાગ્યા કે—" મહારાજાએ આપણને જોઇ પણ લીધા છે માટે ચુપચુપ ચાલતા થવું એજ સલામતિ ભર્યું છે. " એમ ધારી ધીરે ધીરે બોલતા ચાલવાનો વિચાર કરવા લાગ્યા. એટલામાં તો રાજાએ ત્રીજું પદ કહ્યું. " મોર જિમ લુડઇં લુકઇં—મોરની પેઠે ધીરે ધીરે બોલી રહ્યા છે. " આ સાંભળતાં તો જીવ લઇ નાસવા લાગ્યા. ત્યાં રાજાએ ચોથું પદ કહ્યું:—હરિણ જિમ ફાલાં ફાલાં—શિકારાંની પેઠે ફાળો મારી ભાગે છે. "

આ ઉપરથી તેઓ નાસી તો છૂટયા; પણ વાત જાહેર થવાથી ભયભીત બની માફી માગવાનાજ વિચાર પર કાયમ થયા હતા અને પ્રભાતે તેઓ રાજ હજૂર હાજર થઇ દીનવાકયો સાથ કહેવા લાગ્યા—" અન્નદાતાજી ! અમારી નાદાની તરફ ન નિહારતાં આપનામવરની ખાનદાની ભણીજ જેવી નિગાહ રાખી છે તેવીજ નિરંતર રાખવા કૃપાવંત થશોજ—બાળકો હંમેશાં ભૂલ કરતાં આવે છે અને માવિત્રો તે ભૂલો ભણી ક્ષમા દર્શાવતાંજ આવેલ છે. માટે થયેલી કસૂર માટે ક્ષમા બક્ષશોજી. " આટલું કહી ભેટમાં મોટી રકમ મૂકી.

રકમ જોઇ રાજાએ પૂછયું—" આ ભેટ શાની છે ? અગર કયા ખાતાની છે તે વિદિત કરી યોગ્ય વ્યવસ્થા કરો. "

આ સાંભળી તેઓએ રાત્રિયે બનેલો સર્વ બનાવ કહી સંભળાવી પુનઃ પુનઃ પોતાની અવિચારી કરણી માટે ક્ષમા યાચી.

રાજાએ કહ્યું—" હશે જે થયું તે થયું, તે માટે હવેથી એજ કરવાનું છે કે આવી કુયુક્તિયો ન આદરશો. હું જે કંઇ જેવી તેવી

કવિતાના પૈસા આપું છું તે કીમતદાર ગણીનેજ આપું છું. આ કવિતાજ નજીવી અને મૂર્ખ કથન મુજબ હતી છતાં સ્વાભાવિકપણે તે કવિતાનાં પદો બોલી વિચારમાં લાવતાં તેનો એ અમલ થયો કે તમો દુષ્કૃત્યથી અટકયા, મારો ખજાનો જેમનો તેમ રહ્યો અને મેં જે એ કવિતાના પૈસા આપ્યા હતા તેના કરતાં તમારી ભેટ વધારે હોવાથી મને નુકસાન થયું છે કે લાભ તેનો તમોજ વિચાર કરી જુવો ! નજીવી વસ્તુ કે કાવ્ય સંગ્રહમાં રાખવાથી કોઇક સમય પર દૈવની અનુકૂલતા વડે બહુજ લાભદાતા થઇ રહે છે અને એજ વિચારને વળગી હું જેવા તેવા વચનોને પણ વધાવી લઉં છું. હું કંઈ ઉડાઉ, કીર્તિ વાંચ્છક કે કુલણજી નથી કે મૂર્ખતાવડે મહામહેનતે મેળવેલા ધનને નિરર્થક ફેંકી દઉં. માટે તમારે મારા વિચારોને મળતા થવાની જરૂર છે અને તેથી સાહિત્ય ધનને સહાયતા રૂપ પણ માનશો." ઇત્યાદિ કહી તેમને અભય કર્યા.

**વાર્ત્તાનો સાર** એજ શીખવે છે કે—સંઘરેલો સાપ પણ કોઈ વખતે ઘણોજ ઉપયોગી નીવડે છે માટે સંગ્રહ કરવાની બુદ્ધિ રાખવી. બીજું એ શીખવે છે કે વરનારનું વરે ને જોનારનો જીવ બળે તે અઘટિતજ છે. સારા કામમાં કે ઉપકારમાં આડોપગ દેવો તે અયોગ્ય છે. ત્રીજું એ શીખવે છે કે—ચોરના પગ કાચા હોવાથી હાથે કરી પોતે પકડાઇ જવાનો માર્ગ હાથ ધરે છે માટે તેવો માર્ગ હાથ ધરવોજ નહીં અને હાથ મૂકયો તો તમામ પ્રકારે નિડર બની કાર્ય પાર ઉતારવું નહિ તો ગધેડે ચડી પડવાથી બે ગાળો ખાનારો નીવડે છે. ચમકતા રહેનારા ચાલાક ચોરો પોતાની ચાલાકીમાં ચુકવાથીજ ચાલાક છુપી પોલિસ ચપલતા સાથ ચપટી વગાડવા જેટલા વખતમાં તેમનો ગુન્હો ચટ જાહેરમાં લાવી શકે છે.

# વાર્તા પાંત્રીસમી.



એક સમય મહારાજા ભોજ નગરચર્યા જોવા રાત્રીએ વેષ બદલી વિચરતા હતા. તે સમય એક મકાનની અંદર સુંદર વીણાનાદ થઇ રહ્યો હતો. એથી રાજા કમાડની તડ મારફત તેનો આનંદ મેળવતો હતો. દર્મ્યાન એક સ્ત્રીએ કહ્યું:–"કેવું મીઠું છે?" બીજીએ કહ્યું–"મીઠું છતાં સર્વ રસ સહિત છે." ત્રીજીએ કહ્યું–"ફકત એક રસનીજ છત છે" અને ચોથીએ કહ્યું:–"મને તો કડવાને લીધેજ મીઠાશ યુત જણાય છે."

આ પ્રમાણે મુંગાવાળી પારસી થઇ; પરંતુ તેમાં મહારાજાને કંઇ સમજ પડી નહી. જેથી મકાનની ચોકસ નિશાની રાખી મહેલ તરફનો રસ્તો મેળવી એજ વિચારના નિર્ણયમાં રાજેન્દ્રે રાત્રિ વ્યતીત કરી.

જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે પ્રાતર્વિધિ વગેરે સર્વ કરી રહ્યા પછી હજુરી રાજસેવકને મોકલી પેલી ચારે સુંદરીઓને પોતાની હજુર બોલાવી શાંતિ ને સભ્યતા સાથ તેણીઓને પૂછ્યું કે:–

"સુશીલસન્નારિયો! રાત્રિયે વિણાનાદના વિનોદ સમય જે ચાર વાકયથી જુદા જુદા વિચાર દર્શાવ્યા હતા તેનો શો ગૂઢ હેતુ છે? તે જણાવવામાં કશી હરકત કે ક્ષોભ ન હોય તો જણાવવા ખંતવંત થશોજ, અને માત્ર એ જાણુવાની ખાતરજ તમોને તસ્દી આપી છે."

સુંદરીયો પૈકી પહેલી વીનવવા લાગી:–"ધર્માવતાર! અમારો વિવાદ વીણાના આસ્વાદ સંબધમાં હતો. પ્રથમ મેં કેવું મીઠું છે એમ કહ્યું હતું તે એટલાજ હેતુથી કે વીણાનું વાદ્ય કેવું મીઠું–મધુર છે કે સર્વ મધુર બાબતોનો ત્યાગ કરી અત્યારે આપણુને એમાંજ

લીન થવું પડયું છે." ત્યારે આ મારી બહેને–મીઠું છતાં સર્વ રસ સહિત છે એમ કહ્યું તેનો ખુલાસો એ આપશ્રીને રોશન કરે છે."

બીજી બોલી–" પ્રભો ! શૃંગાર, કરૂણા, હાસ્ય, અદ્‌ભુત, વીર, રૌદ્ર, બિભત્સ, ભયાનક અને શાંત એમ નવરસ છે અને તે રસમય વીણાનો નાદ છે કે જેના પ્રતાપવડે નવેરસનો આનંદ મેળવી શકાય છે. જેથી મેં સર્વ રસ સહિત મધુર જણાવ્યું.

ત્રીજી બોલી–" પ્રજાપ્રતિપાલક ! નવરસ યુકત મધુર કહેવામાં મારો વિચાર મળતો ન આવતાં મેં ફકત એક રસનીજ છત છે, એટલે કે આનંદ રસનીજ આ નાદમાં છત છે; પરંતુ શોક–રૌદ્ર–ભયાનક વગેરે રસોની અછત છે. જો તેઓની છત હોત તો આપણુ જે રસબસ થઇ આનંદ મેળવીએ છીયે તે ન મેળવી શકત. માટે નવરસ યુકત નથી એમ સૂચવ્યું. જ્યાં વીરરસની હાજરી હોય ત્યાં શાંતરસ, શૃંગારરસ અને હાસ્યરસની હાજરી સ્વપ્ને પણ સંભવતીજ નથી: અને જ્યાં શૃંગાર હોય ત્યાં હાસ્ય, અદ્‌ભુત, બિભત્સની હાજરીનો સંભવ છે, તથા જ્યાં રૌદ્રરસ હોય ત્યાં ભયાનક ભાસતો હોય છે પણ શાંતનો આભાસ થવાજ પામતો નથી. તો પછી નવેરસ એકત્ર સ્થાયી શી રીતે સંભવે ?"

ચોથીએ કહ્યું:–" એ બહુ વિવાદમાં ઉતરી, પણ મેં તો એ બધી બાબતને બાજુપર મેલી એટલુંજ કહ્યું કે:–' કડવાને લીધેજ મીઠાશ યુકત જણાય છે. એટલે કે કડવા તુંબડાની બનેલી વીણા હોવાને લીધે કેવી મધુરતા આપી રહેલ છે. જો કડવા તુંબડાયુક્ત ન હોય તો આવી મીઠાશ કદી પણ મળવા પામેજ નહી, માટે કડવાને લીધેજ મીઠાશ સહિત છે જેથી કડવા મિશ્ર મધુરરસ એમ બેજ રસ યુકત છે."

આ પ્રમાણે તેઓનું બોલવું સાંભળી રાજા અતિ પ્રસન્ન થયો;

કેમકે તેણી ચારે જણીઓના સવાલ મનન કરવા યોગ્યજ હતા, તથા ખંડન મંડન રૂપ હોવાથી આનંદમાં વધારો કરતા હતા. એને લીધે તેમની ચમત્કારવાળી બુદ્ધિ જાણી સાસરવાસા કરી ચારેને આદર સહિત પાછી પોતપોતાને સ્થાન પહોંચતી કરાવી.

**વાર્તાનો સાર** એજ છે કે દરેક બાબતના ખુલાસા મેળવવામાં ખંતવંત રહેવું. કેમકે કેટલીક નજીવી બાબતોમાં પણ ઘણું સમજવા જેવું હોય છે; માટે બેદરકાર ન રહેતાં કાળજીખોર બનવું, અને બુદ્ધિ ચાતુરીથી જન મનને આકર્ષવા યત્નશીલ થવું.



# વાર્તા છત્રીસમી.



એક સમય ભોજરાજાએ ખાનગીમંત્રી માણકની હાજરી મોડી જણાતાં તેમ થવાનું કારણ પૂછ્યું, જેથી તેણે વીનવ્યું કે–" કૃપાનિધાન ! ન્હાનાં છોકરાંઓને સમજાવવામાં નકામો વખત વ્યતીત થવાથી કોઇ કોઇ સમય હજુરની હાજરીમાં મોડું હાજર થવાય છે."

રાજાએ કહ્યું:–" એમાં શું ? જે કહે તે કરીએ અને માગે તે આપીએ એટલે એની મેળે છાલ છોડે."

મંત્રીએ કહ્યું:–" નામવર ! જેને વીતિ હોય તેનેજ તેની ખબર હોય છે. કાલાની કચ પૂરી કરવી બેહદ બળાપારૂપ હોય છે. માગેલું હાજર કરતાં અને કહ્યા પ્રમાણે હાજર રહેતાં પણ વચકાં પડે છે તેનો શી રીતે પાર આવે ?"

રાજાએ કહ્યું:–" એ માનવા યોગ્ય નથી. ધાર્યા પ્રમાણે થાય તો પછી તકરારનો તંત રહેજ નહી, અગર તમારૂં કહેવું યથાર્થ છે એમ માનતા હો તો પ્રત્યક્ષ પ્રમાણ આપો તો માની શકું."

મંત્રીએ કહ્યું:—" પ્રત્યક્ષ પુરાવામાં રહેલામાં રહેલો દાખલો એજ છે કે આપ પ્રજાના પિતા છો અને પ્રજા આપની બેટાબેટી છે. માટે આપ પિતા અને હું પુત્ર છું માટે મારી કચ પૂરી કરો એટલે બધાં લાડકોડ પૂરાં થઇ રહેશે. "

રાજાએ કહ્યું:—" ભલે ખુશીથી તેમ કરો. જુઓ હું લાડકોડ પૂરા કરૂં છું કે નહીં. "

આ પ્રમાણે નિશ્ચય થતાં મંત્રીએ અજ્ઞાન બાલુડાની પેઠે રોવું અને ભોંયપર આળોટવું શરૂ કરી ભોજ પિતાને પજવવા માંડયું. જે-થી એણે જે જે કહ્યું તે તે લાવી હાજર કર્યું. એટલે કે શેલડીનો રસ માંગ્યો જેથી તે કહાડી આપ્યો ભેંશને દોહી દૂધ પિવરાવવા જણાવ્યું તે દોહી દૂધ હાજર કર્યું. દૂધમાં સાકર નાખવાની જણાવી તે નાંખી આપી. આટામાં મીઠું નાખી આપી ભાખરી કરવા જણાવ્યું તે હા-જર કર્યું. રમકડાં માંગ્યાં તે હાજર કરાવ્યાં. અને પુષ્પ વેલીથી ફૂલ ચુંટી આપવા દર્શાવ્યું તે પણ તૈયાર કરાવી આપ્યું. એ જોઇ બાળ રૂપ મંત્રી કહેવા લાગ્યો–હવે એ શેલડીનો રસ જે શેલડીમાંથી કહાડયો તેમાંજ પાછો ભરી આપો. દોહેલું દૂધ પાછું ભેંશના આંચળમાં ચડાવી આપો. દૂધમાં નાખેલી સાકર પાછી જુદી કરી આપો. આટામાં મેળ-વેલું મીઠું પાછું કહાડી લ્યો. રમકડાં ભાંગી પાછાં હોય તેવાંને તેવાંજ સાજાં કરી આપો અને ચુંટી લીધેલાં ફુલ પાછાં વેલના કાંટડે જોડી આપો. એમ કહી રડવું ને આળોટવું શરૂ કર્યું. "

રાજાએ કહ્યું:—" ભાઇ ! જે થતું હોય તે થાય: પણ કંઇ ન થઇ શકે તેવું શી રીતે કરી આપું ? જે કુદરત પણ કરવા સમર્થ નથી તે હું શી રીતે કરી દઉં ?! "

બાલમંત્રીએ કહ્યું:—" ગમે તેમ હોય, બસ થવુંજ જોઇયે, ના કેમ થાય ?! ભેગું થઈ શકે તે જુદું અને જુદું થઇ શકે તે ભેગું

કેમ ન થઇ શકે ?! બસ કરી આપો નહીં તો નહીં જવા દઉં નહીં ખાવા દઉં નહીં કામ કરવા દઉં અને નહીં જંપવા દઉં." એમ કહી ધડપછાડ કરી પજવવા માંડયું.

એ જોઇ રાજાએ કાયર થઇ કહ્યું:—" પ્રભુ તોબાહ છે! પગે લાગ્યા બાળહઠને! મારાથી આ લપને નહીં પલવાય! ખચિત કાલાંની કચ પૂરી ન કરી શકાય એનો અનુભવ અત્યારેજ થઇ ચૂકયો. હવે બસ કર."

આ મુજબ કાયર થવાથી મંત્રીએ કહ્યું–" પ્રભો! આવી પંચાતો હોવાથી નકામો વખત વ્યય થાય છે અને હજૂરના ઠપકાને પાત્ર થવાય છે. પણ હવે અનુભવ થવાના સબબથી અમારા એવા નજીવા કસૂરને સરકાર ધ્યાનમાં ન લેતાં દરગુજર કરશેજ એવી આશા રાખિયે છીયે."

રાજાએ કહ્યું:—" ભાઇ! એવા કસૂર માટે મારે પણ ક્ષમા બક્ષ્યા વિના છૂટકોજ નથી. કેમકે જેની હઠ આગળ કુદરત પણ કામ કરતાં હારી જાય તો પછી બીજાનું શું ગજું! બાળહઠની બલવત્તર બલાનો બળાપો ખૂરામાં ખૂરી છે એમાં જરા શક નથી!" ઇત્યાદિ બોલી અન્ય કાર્યમાં મન દીધું.

**વાર્તાનો સાર** ખુલ્લોજ છે.



## વાર્તા સાડત્રીસમી.



એક સમય કોઇ પર્વ દિવસ હોવાથી સર્વ શાણા વિદ્વાનોની મતિ જાવા ભોજરાજાએ આજ્ઞા કરી કે:–" આવતી કાલે આ ટાંકાની

અંદર દરેક પંડિતોએ એક એક દૂધની વટલોઇ ભરીં નાંખી જવી અને તે પણ દિવસ ઉગ્યા પહેલાં અંધારામાં થઇ જવું જોઇએ."

આ પ્રમાણે આજ્ઞા થતાં સર્વ પંડિતોએ તે આજ્ઞાને વધાવી લીધી અને સવારે સહુથી પહેલાં વરરૂચિ દૂધને બદલે પાણીથી ભરેલી વટલોઇ લઇ અંધારામાં જઇ પહોંચી તે ટાંકામાં રેડી આવ્યો. વર-રૂચિએ વિચાર્યું કે, જ્યાં ચૌદસો વટલોઇ દૂધની રેડાવાની છે ત્યાં એક પાણીની હોય તો શું વરતાવાની હતી! દૂધ પાણી તો એકરૂપ થઇ જનારે વસ્તુ છે! એમ ધારી તેણે રેડી રસ્તો માપ્યો.

હુકમ પ્રમાણે એક પછી એક વટલોઇ ભરી આવી તેમાં વર-રૂચિના વિચાર પ્રમાણેજ કરતા ગયા જેથી ટાંકું જળમય બની રહ્યું.

જ્યારે ભોજરાજે દૂધ માટેની તપાસ કરાવી ત્યારે તેમાં એક બુંદ જેટલું પણ દૂધ જણાયું નહી એથી એ સંબંધી પંડિતોને પૂછ્યું તો વરરૂચિએ જે સત્ય હકીકત હતી તે રોશન કરી કહ્યું.

"ધર્માવતારનો હુકમ દૂધ માટે હતો છતાં સો શાણાનો એકજ મત હોય છે, એ વાકયની પ્રતીતિ મેળવવા મેં પહેલી વટલોઇ કોઇને પણ ન જણવતાં રેડી હતી; પરંતુ તેવાજ વિચારના સૂક્ષ્મ રજકણો એક એકના અંગમાં પસરી જતાં સર્વ એક મત પરજ આરૂઢ થયો એથી ખાત્રી થાય છે કે સો શાણાનો એકજ મત હોય એ વાત સિદ્ધજ છે. માટે ક્ષમા કરશો, અને મને પણ પ્રતીતિ મળે છે કે આપ હજુરે પણ તેજ વાકયની સાબીતી મેળવવા તે હુકમ અમલમાં મૂક્યો હશે."

આવું બોલવું સાંભળી ભોજરાજ આનંદ પામ્યો અને પોતાનો હેતુ પાર પડેલો જાણી તેઓને ધન્યવાદ આપવા લાગ્યો.

**વાર્તાનો સાર જાહેરજ છે.**



# શ્રી
# કાળીદાસ અને રાજાભોજ
## ની મનોરંજક વાર્તાઓ.
## ભાગ ૬ ઠ્ઠો.

## વાર્તા આડત્રીસમી.

મહારાજા ભોજરાજાના રાણીવાસમાં એક મહેતરાણી ( ભંગડી ) ઝાડુ વાળવા માટે હંમેશાં આવતી હતી. એક દિવસ કામના પ્રસંગથી તેને બદલે મહેતરનું આવવું થયું. તે ઝાડુ દેતો હતો, દરમિયાન જેમ વાદળમાંથી ચમકતી વીજળી ઝબૂકે તેમ મહારાજ કુમારી, ચંદ્ર બદની મહાસ્વરૂપવંતી, સિંહલંકી તેની નજરે પડી એથી તે એકદમ ચિત્રેલા ચિત્રામણની પેઠે સ્તબ્ધ બની ગયો. તેણે કોઇ દિવસ તેવું દૈવી સ્વરૂપ જોયું ન હતું અને એકાએક જોવામાં આવ્યું જેથી મહામોહ અને કામવાસનાના જોરે તે બેભાન થઇ પડયો. અરે તે બિચારાની કોણ સારવાર કરે! તે તો ઠંડા પવનની લ્હેરથી ભાનમાં આવ્યો અને જોયું તો તેની નજરે કશું પડયું નહીં.

જો કે કુમારીને તો કશું ન હતુ; પરંતુ ભંગીને તો તેના દર્શનથી વિરહની દશ અવસ્થાઓ પૈકી એક પછી એક લાગુ પડવા લાગી હતી. એના લીધે તે એ મહારોગને વશ થતાં ઘેર ગયો; પણ ખાટલાનેજ શરણ થઇ રહ્યો. વાત તો પણ તે કુમારીની, દર્શન તો

પણ તે કુમારીનાં, સ્મરણ તો પણ તે કુમારીનું; ગુણ કથન તો પણ તે કુમારીનાંએ, બકવાદ તે પણ તેજ સંબંધનો અને સ્વપ્નાં પણ તેણીનાંજ આવવા માંડયાં હતાં અને એજ લગનીને લીધે ખાવું પીવું ઉંઘવું કે આનંદ કરવો એ સઘળું છેડી ફક્ત તેણીનાજ ભજનમાં લીન રહેવા લાગ્યો. વાંચનાર ! ઇશ્કની બલા બડી બુરી હોય છે. જેણે પૂર્વના પાપસંયોગથી અનુભવ કર્યો છે તેજ તેનાથી વાકેફગાર હોય છે અને ઇશ્વર પાસે એટલુંજ જગતહિત ખાતર યાચું છું કે માથું વાઢનારા શત્રુને પણ એ બુરી બલા વળગશોજ નહીં. કેમકે એ બલા વળગ્યા પછી તે નાતનો, જાતનો, દુનિયાંનો કે કોઇનો રહેતો નથી; પણ દિવાનો બની, ન કરવાનાં કામો કરતો ભટકતો જીવનની પરવાહ રાખ્યા વિના પ્યારા માણસને શોધ્યા કરે છે.

બિચારા ભંગીની પણ એ બલા વળગતાં તેવીજ દશા થઇ રહી. તે જોઈ તેની સ્ત્રી સમજી ગઇ કે-' ક્યાંકથી કામબાણ વાગતાં વ્યાધિ થયા છે એથી આવી દશા થઇ છે. હશે પણ મારા પતિને વાત પૂછી બનતી મદદ આપી આનંદ આપવો એ મારો ખાસ ફરજ છે ' ઇત્યાદિ વિચારી શાંત અને સ્નેહ વૃત્તિ સાથ પતિને આવી દશા થવાનું કારણ પૂછયું અને તે પણ સંકોચ રહિત કહેવા વિનંતી કરી.

ભંગીએ જે હકીકત બની તે કહી સંભળાવી અને એ કુંવરીનો મેળાપ ન થાય તો ચિતાનોજ મેળાપ કરીશ.

સ્ત્રીએ કહ્યું-' જે વાત બનવા લાયક હોય તે વાતની પાછળ પ્રાણ પાથરિયે તો પણ આખર ધારેલી ધારણા પાર ન પડે; ક્યાં આપણાં અન્નદાતા રાજકુમારી અને ક્યાં આપણ ઝાડુ દેનાર મહેતર ? એ બેનો સંયોગ સ્વપ્ને પણ સંભવે તેવો નથી; છતાં તેવા અઘટિત સંયોગને વળગી જીવનને જોખમમાં નાખવા તૈયાર થવું એ આપણા

કહાપણ ને ગજા ઉપરાંતની વાત છે માટે એ બલામાંથી બચી જવાની દયા ખાતર ન બનવાની વાતનો છંદ છોડી દો.'

જો કે ભંગડીએ સારી અને વ્યાજબી વાત કહી; પરંતુ ચોરને ચાંદની રાત શી રીતે ગમે? એને તો કુંવરીનીજ લગની લાગેલી હોવાથી છેવટ એટલુંજ બોલ્યો કે, 'નહીં બનશે તો બહેતર છે; પણ આ પ્રેમનો પારખનાર મહેતર છે એમ તો કુંવરીને પણ જણાઇ આવશે! અને જણાઇ આવશે તો દુનિયામાં દાખલા રૂપ થઇ પડીશ. પણ લીધેલી ટેક તો પ્રાણ પડ્યેજ છોડનાર છું. હવે તારે જે કરવું કે કહેવું હોય તે કરી લે અને કહી દે!'

સ્ત્રીએ તેનો આવો અચળ નિશ્ચય જોઇ કહ્યું–'ખેર આપની મરજીમાં આવે તે ખરૂં. હું પણ મારાથી બનતો ઉપાય કરીશ. પછી જે ફળ જડે તે ખરૂં.'

આ પ્રમાણે વાતચીત થયા પછી એચાર રોજ વીત્યા બાદ મહેતરાણી મહેલમાં ઝાડુ દઇ રહી હતી તે વખતે રાજકુમારીએ તેણીને પૂછયું કે–'ચારેક દિવસ પહેલા કોઇ ભંગી આવ્યો હતો તે તમારો શો સંબંધી છે? શું એને મૂર્છાનું દર્દ છે કે શું?'

મહેતરાણી હાથ જોડી બોલી–'અન્નદાતાજી! તે મારો ઘરવાળો હતો. તેને મુર્છાનું દર્દ તો નથી; પણ તે દિવસથીજ તે દર્દ લાગુ પડયું છે, અને તેના મૂળ કારણ રૂપ......' એટલું બોલી અટકી ગઇ. કુમારી બોલી–'કેમ બોલતાં બંધ પડી? શું તે મારી આગળ ન કહેવાય તેવી બાબત છે?'

મહેતરાણી બોલી–"બા સાહેબ! હું આપની તાબેદાર મહેતરાણી તે શી રીતે બેઅદબી બોલી શકું? બોલતાંજ મારા અને કુટુંબના હાલ શુળીને સ્વાધીનજ થયા વિના રહે નહી, ફરમાવો હવે શું કહું?'

કુંવરી બોલી–" હજારે ગુન્હા માફ છે, જે હોય તે કહે, હુ સાંભળી ગુસ્સો કે દંડ નહીજ કરૂં."

મહેતરાણી બોલી–" બાપજી! આપનું સુંદર સ્વરૂપ જોઇ તે બેભાન થયો હતો અને એના લીધે ખાટલાને વશ થયો છે તે મુવેજ છુટકો કરશે. કાગડાને રાજહંસિની મુલાકાત થવીજ અસંભવ છે; પણ એ બુરી બલાના વળગાડથી સમજાવતાં છતાં પણ સમજવામાં આવતુંજ નથી, બસ મને રંડાપો આપવાજ એતો તૈયાર છે, ખેર મારા ભાગ્યની બાજી!"

કુંવરીને આ વાત સાંભળી બહુ અજાયબી લાગી અને તેનું બુરૂં કરવાને બદલે બહેતર કરવા મહેતરાણી પ્રત્યે તે બોલી કે જો તારા ધણીને મારો મેળાપ કરવો હોય તો તે અવધુત સંત બની જંગલમાં બેસી જાય અને કોઇની સાથે ન બોલતાં ઇશ્વરમાં લગની લગાડવાનો ઠાઠ રચે તો તેના લીધે તે પવિત્ર થતાં મારી મુલાકાત લેવા લાયક થશેજ.

આ સાંભળી મહેતરાણી તો આભીજ બની ગઇ, શું મારો દિનમાન ઘેર છે?! શું અઘટિત ઘટના ઇશ્વરે સરજી હશે?! કુંવરીજી ખોટા બોલાં છેજ નહી, મહેતરનું નશીબ ખીલ્યું અને મારૂં સૌભાગ્ય અખંડ રહ્યું! વગેરે વગેરે વિચારી કુંવરીના મ્હોં સામે જોઇ ચુપકી સાથ ઉભી રહી.

કુંવરીએ કહ્યું કે–' એજ મુજબ કરાવજે, જરૂર મારી મુલાકાત થશે એમાં સંદેહ નહી.'

આ છેલ્લા શબ્દો સાંભળતાં તો તે રાજી રાજી થતી ને સલામ કરતી પોતાને રસ્તે પડી અને ઘેર જઇ બનેલી વાત કહી સંભળાવી જેથી મરણની હદે પહોંચેલાને જેમ અમૃત મળતાં નવું જીવન મળે તેમ તેને વળી આશા બંધાઈ અને તરત સાજો તાજો થઇ જઇ

તે અવધુત બની ઇશ્વર ભજન કરતો જંગલ સેવવા લાગ્યો, અને તપના લીધે તથા ઇશ્વર ભજનને લીધે તેની બહુજ પ્રશંસા વિસ્તરી.

કુંવરીનો મતલબ એજ હતો કે, જો મારા વિયોગમાં મરશે તો હું તેના પાપના કલંકવાળી થઇશ, આ ભંગડીને રંડાપો આવશે અને મારૂં જીવન અપકારમય થશે, એથી બહેતર છે કે મહેતરને સારે માર્ગે દોરવાથી તેમાં તે લીન થશેજ; કેમકે લોકો બહુ માન જાળવશે અને રાજા મહારાજા પગે પડશે, જેથી આ બલાનું ભાન ભૂલી મહંત પદનું ભાન થતાં તેની વૃત્તિજ મારાં કૃત્યોની અસરથી બદલાઇ જશે કે મારૂં જીવન કલંક રહિત રહેશે. કોઇનું બુરૂં કરનાર નહી ગણાઉં અને એનો ઉદ્ધાર થશે, આમ સાપ મરશે નહી અને લાકડી ભાંગશે પણ નહી. આમ ધારી તે ઉપાય મહેતરને બતાવ્યો હતો.

મહેતર પણ જપ તપ પૂજા ધ્યાન અને કાયાકષ્ટને લીધે પૂરો અવધુત બન્યો એથી લોકોમાં ભારે માનતા ચાલી. એટલુંજ નહી પણ સાચો સંત છે એમ જાણી ખુદ ભાનુમતિ સહિત મહારાજ ભોજ પણ તેનાં દર્શન કરવા જઇ પહોંચ્યો, છતાં તેની દરકાર કર્યા વિના તે તો ઇશ્વરભજનમાંજ લીન રહ્યો. એ ત્યાગ ભાવ જોઇ રાજા બહુજ પ્રસન્ન થયો અને આવા ત્યાગી મારી ભૂમિમાં વસે છે એ મારાં અહોભાગ્ય છે. ઇત્યાદિ પ્રશંસા કરતો પોતાને મહેલ આવ્યો અને કુંવરીને તે ત્યાગી સંતનાં દર્શન કરવાની ખાસ ઇચ્છા જાહેર કરી. અહા ! પરમેશ્વરનું બ્હાનું શું શું લાભ નથી આપી શકતું ? સર્વ તરેહના લાભો આપેજ છે. જુઓ ભંગી પ્રભુ ભજનના બ્હાનેથી કેટલે ઉચ્ચ દરજે પહોંચ્યો ! ખરે ભાવે કે ખોટે ભાવે પણ કાયા કષ્ટ કરી સંતદશા આદરી હોય તો બેશક તેનું સારૂં ફળજ મળે છે.

બીજે રોજ રાજકુમારી પણ તે અવધૂતની વૃત્તિ તપાસવા તથા પોતાની મહેનત સફળ થએલી જોવા આતુર થઇ અને રાજશાહી

કાઠ સાથે તે અવધૂતની પર્ણકુટિએ જઇ પહોંચી અને કનાત ખીંચા-વી અવધૂતને દંડવત કરી ચુપકીથી કહેવા લાગી કે–' મહારાજ ! જેની આજ્ઞાએ આ કાઠ આદર્યો તે રાજકુમારી જાતે આવી પહોંચી છે તે આંખ ખોલીને જુઓ અને અહોભાગ્ય માનો ! '

એ સાંભળતાંજ મહાત્માએ આંખ ખોલી એક દંડો કુમારીની પીડમાં ઝાપટી કહ્યું કે–અબ કયું ભજન મેં ભંગ પાડતી હૈ ? નકલી ધ્યાન સેં તો સબ દુનિયાં આકર દંડવત કરતી હૈ–કહી સચ્ચા ધ્યાન લગાઉંગા તો બેશક ખુદ ભગવાન આકર દર્શન દેંગે ઔર નિજ ભક્તનકોં અપના બના અક્ષય સુખ બક્ષેંગે. ચલીજા, અબ તેરા કામ નહીં હૈ–મેરી લગની ભગવદ્ ચરનમેં લગી હૈ સો સચ્ચા સુખ છોડકર પાપકે રસ્તે કયોં પ્રવર્તું. તેરે કારનસેં ભગવત દર્શન હોંગે યહી પરમ લાભ માનતા હું. '

ઇત્યાદિ વચન સાંભળી રાજકુમારી મહતાનંદ પામી પોતાને મ-હેલ ચાલી ગઈ અને અવધૂને બદ્રીનારાયણનો માર્ગ લીધો.

**વાર્તાનો સાર** એજ શીખવે છે કે ઇશકની કેવી બુરી બલા છે કે જેના વળગાડથી શું શું ન કરવાનાં કૃત્યો કરવામાં આવે છે ? તથા સત્કર્મ સેવનથી–સારી વાતની અસરથી સારાજ વિચારો થાય છે. અને અઘટિત ઘટનામાં ફસાઇ જતાં કેવો માર્ગ આદરી નિજનું ને પરનું ભલું કરી વાહ વાહ પદને વરવું કે જેથી ઉભય જન્મ સફળ થાય છે અને ઇતિહાસ પત્રમાં ઉત્તમ નામનાના ભાગી થવાય છે.



## વાર્તા ઓગણચાળીસમી.

મહારાજા ભોજરાજના ગગન મહેલના દરવાજા આગળ એક વણઝારી કૂતરો પહેરાપર કાયમ કરવામાં આવેલ હતો અને તે સાધુ-

ઓને જોતાં વધારે ભસવા લાગતો હતો.

એક દિવસ એક સાધુ તે મહાલય અગાડી આવી પહોંચ્યા કે તરત તે કૂતરે નિયમ મુજબ જોરથી ભસવું શરૂ કર્યું–સાધુ તેને કહેવા લાગ્યા કે અરે એબદાર ! તું શા માટે ભસ્યાં કરે છે ?

કૂતરાએ પોતાની વાણીથી જવાબ આપ્યો કે–' મારામાં શું એબ છે કે મને એબદાર ફરમાવો છો ? '

સાધુએ કહ્યું–' તારાંમાં ચાર એબ મોટી અને ખોટી છે તે એકે એક જો પોતાના માલિકને સૂખે ઉંઘવા ન દેતાં ભસીને જગાડયા કરે છે. બીજું ઉંચી ટાંગ કરી પેશાબ કરે છે, ત્રીજું રસ્તાની વચ્ચે સુવે છે અને ચોથું સાધુઓને જોઇ વધારે ભસે છે. જેથી તું એબદાર છે. '

કૂતરે પોતાની વાણીમાં જવાબ આપ્યો કે–' મહારાજ ! એ મારામાં ચાર એબ નથી પણ ગુણ છે; કેમકે તેમાં બહુ સમજવાનું છે. એટલે કે હું જે રાતે ભસીને માલિકને સચેત કરૂં છું તેનું કારણ એજ કે મારી દેવચક્ષુ હોવાથી મને યમના દૂત નજરે પડે છે જેથી ભસીને હું માલિકને જગાડું છું જેથી તે કદાચ ભગવાનનું નામ લઇ લે તો તે પ્રભુના નામ પ્રતાપથી યમદૂતો એ ઘર છોડી બીજે જતા રહે છે; માટે ખાધેલું હક્ક કરવા મારો ધર્મ બજાવું છું. બીજું હરતા ફરતા અને સ્થિર રહેનારા તમામ જીવે પૃથ્વી માતા છે તેથી તેની પર આડ રાખ્યા વિના પેશાબ કરવો એ કેટલી બેઅદબી છે ? માતાની કે મોટાઓની અદબ જાળવવી એ પ્રાણી માત્રની ઉત્તમ ફરજ છે. ત્રીજું રસ્તામાં સુવાનું કારણ એજ કે માર્ગમાં હજારો સંત મહાત્મા જાય આવે છે તેમના પગ અડકવાથી અગર તેમની ચરણ રજના અડકવાથી મારો ઉદ્ધાર થઇ જતાં કૂતરાનો અવતાર છૂટી જાય. ચોથું સાધુઓને હું ભસું છું તેનો હેતુ એ છે કે–જગતની જંજાળ

તજી સાધુ થયા તો પણ ઘર ઘર ભટકી અપમાન સહન કરવું એ તદન નાલાયક છે. શું જગતપિતા આપને ભોજન નહી આપે ? કહ્યું છે, વૈષ્ણવ થઈ જે ખાવા પીવા સુવા વગેરેની ચિંતા કરે તે ભગવત મહીમાને જાણુતોજ નથી.

( મનહર છંદ. )

જો ન પ્રભુતાકો ત્યાગૈ કૃષ્ણ પ્રભુ તાકો ત્યાગૈ
તજી ન વિભૂતિ તો વિભૂતિ કહા ધારી હૈ ?
ઐસોં ભગતજી નહિ તૌંલોં ભગતજી કહા–
કાહેકો ગુસાઈ જો ગુસાઈ સોં ન યારી હૈ !
કાહેકો બિરાહમન જો રહૈ બિરાહ મન–
કહા ભયો પીર પરપીર ન બિચારી હૈ ?
કહા ભયો યોગી જાકો મન ન વિયોગી મુનિ–
આસનહી માર્યો જાન્યો આશ નહીં મારી હૈ.

આ પ્રમાણે કૂતરાની કથની સાંભળી સાધુને બોધ થયો અને જગતની આશા છોડી ભગવતની આશા ધારી પવિત્ર તીર્થનો માર્ગ પસંદ પડયો.

**વાર્તાનો સાર** ખુલ્લોજ છે અને વિદ્વાનોને ત્યાં વસનારાં પ્રાણીઓ પણ સત્સંગતિના પ્રતાપથી કેવાં સમજદાર નીવડે છે વગેરે ધ્યાનમાં રાખવાનું છે.

## વાર્તા ચાળીસમી.

એક વખત રાજા ભોજ વનની સહેલ કરવા પધાર્યા હતા. તે વનની અંદર એક તપસ્વી તપસ્યા કરતા હતા. રાજાને જતો જોઇ

તે તપસ્વીએ ભોજનની ઇચ્છા જાહેર કરી જેથી રાજાએ તેમની અં-તર વૃત્તિ તપાસવા વિચાર કર્યો; કેમકે બાવા, યોગી, ફકીર કે સંન્યાસી ઉપરનો ડોળ ઘણો ભપકાદાર રાખે છે; પણ અંદરથી મન તપાસતાં તેઓ ખરા બાવા–યોગી–ફકીર–સંન્યાસી છે કે નહીં ? જો અંતર તપાસતાં જેવા બહાર છે તેવા અંદર ન હોય તો તેમની સેવાથી શો ફાયદો ? તેમને કંઇ પણ આપવું તે દેશનું બુરૂં કરવા બરોબર છે. ભીખારીઓનો વધારો થાય છે, દેશને ભાર રૂપ થઈ પડનારા નકામા રૈયતને નડે છે અને સંસારનું અને પ્રભુના વ્હાલાનું ભલું ન કરતાં તેમણે બેઉ બગાડયાં છે એમ માની તેમનો સત્કાર કંઇ પણ કરવો નહીં

આવા કારણને લઇ રાજાએ કહ્યું–' મહારાજ ! અહિયાં તો જંગલ છે, ખાવાની વસ્તુ બીજી કશી હાજર નથી; પરંતુ સંતોને જે કંઇ પોષણનાં તત્વોવાળી ચીજ મળે તે આરોગી ભૂખને શાંત કરવી લાયક છે. માટે ઘોડાંની તાજી લાદને અમૃત સમાન માની, તપબળથી તેને અમૃત રૂપ બનાવી તેનો ઉપયોગ કરવો જોઇએ. '

તપસ્વીએ ઉત્તરમાં જણાવ્યું કે–' જેવી આપની ઇચ્છા ' એમ કહી કંઈ પણ ચ્હેરો બદલ્યા વગર પોતાના કાર્યમાં જોડાવું ઠીક માની આનંદ મેળવ્યો.

પરંતુ તે રોજ વ્યતિપાત યોગનો ચોથો હિસ્સો હતો. પુરાણો-માં લખ્યું છે કે તે વ્યતિપાતના ચોથા હિસ્સામાં જે કંઇ દાન પુન્ય કરવામાં આવે તો તેનું અનંત ગણું ફળ આવે છે. આમ હોવાને લીધે સાધુને બતાવેલી લાદ તો અનંત ગણી થઇ ગઇ. જેથી રાત્રે રાજાને સ્વપ્ન આવ્યું અને તેમાં એ જોવામા અવ્યું કે–સ્વર્ગની અંદર રાજા-ભોજને માટે ઘોડીની લાદથી ભરેલો એક મહેલ તૈયાર થયેલો છે.

રાજા સ્વપ્ન આવવા પછી જાગી ઉઠયો અને તપસ્વીને બતા-વેલી લાદનું ભાન આવતાં તે પસ્તાવા લાગ્યો કે–સંતનું અંતર જોવા

કરેલું કામ પરલોકમાં નડે તેવું નીવડ્યું માટે એના નિવારણમાં પં-
ડિતોની સલાહ પૂછી કર્મ વિપાકનો અંત લાવવો જોઇયે એમ ધારી
પ્રભાતે પંડિતોને બોલાવી સ્વપ્નની વાત કહી સંભળાવી તેના ઉત્તરમાં
પંડિતોએ શાસ્ત્ર વચનના આધારથી મહારાજાને જણાવ્યું કે–' આપે
કોઇ પર્વદિવસે લાદનું દાન કર્યું હશે તે અનંત ગણું થઇ ગયું છે,
જેથી સ્વર્ગમાં પણ તે તૈયાર દેખાય છે.'

રાજાએ કહ્યું–' તેનું પ્રાયશ્ચિત શું કરવું યોગ્ય છે?'

બ્રાહ્મણોએ કહ્યું–આપ બ્રાહ્મણ અને વેશ્યાઓની યુવાન
છોડીઓને બોલાવી મહેલમાં રખાવો અને તેમનું ભરણ પોષણ કરી
તેમની પૂજા અને સન્માન કરો. આથી શહેરમાં આપની નિંદા થશે
અને તે નિંદા થવાથી લાદના દાનનું પાપ ધોવાઇ જશે.'

આવું સાંભળી રાજાએ તેમજ કરવું શરૂ કર્યું અને તેથી લોક
નિંદા શરૂ થઇ કે ' રાજા બદ દાનતનો થયો છે અને વેશ્યાની છો-
ડીઓનું બ્રાહ્મણની છોડીઓ પેઠે પૂજન સન્માન કરે છે એ ખરેખર
નાલાયક છે અને એ અકૃત્યના છાંટા કદાચ આપણને પણ લાગશે.'
વગેરે વગેરે નિંદા થવા માંડી.

કંઇક મુદ્દત વીત્યા પછી રાજેંદ્રને ફરી સ્વપ્ન આવ્યું તો તેમાં
સોનાનો મહેલ નજરે પડ્યો; પરંતુ સવા શેર લાદ સિલકમાં બાકી
રહેલી હતી. એથી પંડિતોને બોલાવી ફરીને સ્વપ્ન ફળ પૂછ્યું તો,
તેઓએ જણાવ્યું કે–' મહારાજ! આપના ગાંગા ઘાંચીએ આપની
નિંદામાં ભાગ નલીધો તેના લીધે એ સવા શેર લાદ બાકીમાં રહી
ગઇ છે. જો એ આપની નિંદામાં સામેલ થાય તો બેડો પાર થાય.'

આવું બોલવું સાંભળી શ્રદ્ધાળુ રાજાએ વેષ બદલી વૈરાગી સ્વ-
રૂપથી ગાંગા ઘાંચીને ત્યાં પગલાં કર્યાં અને સીતારામ કરી પોતાનું
આવવું જાહેર કર્યું.

**સવાલ સાંભળી** ધાંચી ભિક્ષા આપવા આવ્યો, એટલે રાજા બોલ્યો કે 'હાલમાં ભોજરાજ અન્યાયી થયો છે અને રૈયતની છોડીઓને **મહેલમાં** રાખી પાપનો ભાર માથાપર લે છે.'

ધાંચીએ કહ્યું કે—'આવી નાહક કોઇની નિંદા કરો છો એથી સંત છો છતાં સવાશેર લાદ નરકમાં ખાવી પડશે. પરનિંદામાં મહા પાપ છે. આપને એની પંચાત શી? જે કરશે તે ભરશે, વાવશે તે લણશે. ખોદશે તે પડશે અને આપશે તેવું પામશે.'

આવું ધાંચીનું બોલવું સાંભળી રાજા ચુપચાપ ઘેર આવ્યો અને બાકી રહેલું પાપ નિવારણ કરવા યત્ન કરવા લાગ્યો.

**વાર્તાનો સાર** ખુલ્લોજ છે.



## વાર્તા એકતાળીસમી.



રાજા ભોજરાજની હજૂર એક બહુ રૂપી આવી ચડયો, તેને જોઇ ગજેંદ્રે કહ્યું કે—તમે તમારૂં રૂપ બદલીને આવો અને તે વખત જો હું ન ઓળખી શકું તો તમને સારૂં ઇનામ આપીશ. એ સાંભળી બહુરૂપી કાશી ચાલ્યો ગયો અને ત્યાં બાર વર્ષ લગી વિદ્યાભ્યાસ કરી નામાંકિત પંડિત થયો. ત્યાર બાદ તે પંડિત ભોજરાજને પ્રસન્ન કરી ઇનામ મેળવવા બ્રહ્મચારીનું રૂપ બનાવી, તથા એક મુખી રૂદ્રાક્ષની એકસો આઠ મણકાની માળા ગળામાં ધારણ કરી ઉજ્જેણની ક્ષીપ્રાનદી તટે મહાકાળેશ્વરના મંદિર નજીક ઝુંપડી બાંધી રહેવા લાગ્યો.

લોકોની આવજા થતાં તે વિદ્વાન હોવાથી તેણે સારા ધર્મનો બોધ આપવો શરૂ કર્યો અને સદ્બોધના કારણથી, તથા ત્યાગ ભાવના આડંબરથી શહેરમાં સારી પ્રશંસા થવા લાગી તે એટલા સુધી કે ખુદ મહારાજાને ત્યાં જવા માટે ઇચ્છા થઇ, દર્શન કર્યાં અને તેના

સુબોધ આદિ સાંભળી અતિ આનંદ મેળવ્યો. એટલુંજ નહીં પણ એ આનંદના લીધે દરરોજ દર્શન કરવા આવવાનો નિયમ રાખ્યો.

મહારાજા શિવધર્મી હતા જેથી એક મુખી રૂદ્રાક્ષ પર બહુજ મમતા દાખતા હતા અને એ મમતાને લીધેજ તે રાજાને ઠગવા આવનાર બ્રહ્મચારીયે પણ એક મુખી રૂદ્રાક્ષની માળા ચપડા લાખની બનાવી લીધી હતી કે જેના લીધે મહારાજા તે માળાની મોહજાળમાં ફસાય.

હંમેશાં ઠગારા કે ચાલાક લોકો કોઇને ઠગવા કે હાથ કરવા ચાહતા હોય તો તે પહેલા સ્હામાને કઈ બાબતનો શોખ છે? કયા પ્રકારનું વ્યસન છે? કઇ વાત તેને ગમતી નથી? અને એ કોની મારફત હાથ આવી શકશે? વગેરે બાબતોનો પૂરતો તપાસ કરી લે છે.

રાજાને એક મુખી રૂદ્રાક્ષનો શોખ હતો અને એ શોખ મારફત તેનું પાણી ધાર્યું હોય તેટલું થઈ શકે તેમ હોવાથીજ બ્રહ્મચારિયે તેની માળા બનાવી ડોકમાં પહેરી રાખી રાજાનું મન પોતાના ભણી ખેંચી લીધું હતું.

જ્યારે રાજાનું મન પોતાના તરફ વિશેષ લટુ થયું ત્યારે બ્રહ્મચારીએ રાજાની આતુરતા વધારવા અને જલ્દી મતલબ પાર પાડવા રાજાને જણાવ્યું કે–' હવે મારે થોડા રોજમાં ત્ર્યંબકેશ્વર તરફ જવા વિચાર છે.'

રાજાએ અરજ કરી કે–' પ્રભુ! આ સેવકને શું આપનો વિયોગ કરવા વૃત્તિ થઈ છે? આપ કોઇના બાંધેલા નથી એટલે રમતા રામને હું રોકી શકું તેવી તાકાત નથી; પરંતુ આપની યાદી રૂપ પ્રસાદી મળવાની કૃપા થવી જોઇયે.'

બ્રહ્મચારિયે કહ્યું–' પ્રસાદીમાં શી ચીજની ઇચ્છા છે? હું આપવા આનાકાની કરીશ નહી માટે ખુશીથી ખુલ્લા દિલે કહી દો.'

રાજાએ કહ્યું–' મને એક મુખી રૂદ્રાક્ષની અભિલાષા છે માટે

એક મણકો મળી જાય તો મોટી કૃપા થાય.'

બ્રહ્મચારિયે કહ્યું-' એક મણકો તો શું પણ આખી માળાજ તમને બક્ષી દઉં તો પછી આનંદ ?' એમ કહી તે માળા રાજાને અર્પણ કરી દીધી.

માળા જોઈ મહારાજા હર્ષથી ઉભરાતે દિલડે બોલ્યા કે-' પ્રભુ ! આ માળા અમૂલ્ય છે તો પણ આના ન્યોછાવર બદલ શું ભેટ થવી યોગ્ય છે ? તે ફરમાવી સેવકને આભારી કરવો ઘટ છે.'

બ્રહ્મચરિયે કહ્યું-' જો મને ખરૂં પૂછો તો હું સત્ય કહીશ કે આ માળા લાખની છે, હવે જે ન્યોછાવર યોગ્ય લાગે તે કરો.'

રાજાએ તુરત ખજાનામાંથી લાખ રૂપિયા મંગાવી મહારાજને ભેટ કર્યા અને વિશેષ વીનવ્યું કે ' આપ લાખની માનો છો પણ હું તો આને બેસુમાર કીંમતની માનું છું કે ન મળી શકે તેવી ચીજ મળી છે. આપનો એ માટે મહાન આભારી છું.'

બ્રહ્મચારિયે કહ્યું-' વિશ્વાસુ અને શ્રદ્ધાવંત ગમે તેટલી માને એ સ્વાભાવિક છે; પણ હું તો પૂરેપૂરૂં સાચું કહું છું કે એ માળા લાખની છે અને તેના ન્યોછાવર પેટે આ જે ભેટ આપી છે તે સુકૃત્ય માર્ગમાં વાપરવા માટે બસ છે.'

રાજાએ કહ્યું-' હું બે વાતથી બહુ પ્રસન્ન થઉં છું, તે એકે એક તો કોઇ મને છેતરે અથવા તો સાચી વાત કહી દે તો તે પર વિશેષ ફિદા થઉં છું. કેમકે મને ઠગનાર મારાથી પણ બારીક બુદ્ધિવંત હોવો જોઇએ અને તેવાથી ઠગાઇએ તો પણ શાબાશીને લાયક થવાય છે. આપ તો મહાત્મા સત્યવક્તાની મૂર્તિજ છો એટલે પછી મને પ્રસન્નતા મળવામાં બાકીજ શી રહે.'

બ્રહ્મચારીએ કહ્યું-' ત્યારે હવે હું કહીશ કે હું બહુરૂપી છું અને વેષ બદલીને આવતાં હું ન ઓળખી શકું તો ઇનામ આપીશ

એવું આપે કહેલું હોવાથી હું વેષ બદલી આ ઠાઠથી આવ્યો છું અને સાચું બોલી ચપકા લાખની માળા મેં લાખ રૂપિયા લઇને આપી છે. જેથી આપના કહેવા પ્રમાણે મેં આપને છેતર્યા, આપ મને ન ઓળખી શકયા અને મેં ખોટા માલ ખરી વાત કહી આપ્યો જેથી સાચાબોલો છું આમ હોવાને લીધે આ લાખના ઇનામનો હુંજ હક્કદાર છું, અને આથી મહારાજા પ્રસન્ન થઇ મને વધારે શાબાશી આપશેજ.

આ પ્રમાણે બોલવું થતાં પોતાની કહેલી વાત યાદ આવી અને શરત મુજબ પોતે તેને ઓળખો શકવાથી તથા સાચું બોલી ઠગવાની ખુબીથી બહુજ રાજી થઇ રાજાએ તે લાખ ઉપરાંત સારો શિરપાવ આપી શાબાશી આપી.

**વાર્તાનો સાર** ખુલ્લોજ છે કે પોતાનો રંગ-શોખ કદી કોઈ અગાડી જાહેર કરવો નહી, નહી તો જરૂર આપણા પાનને કાથો ચુનો લાગ્યા વિના રહેતોજ નથી; માટે મનની આફતો મનમાંજ દબાવી દુનિયાનો વ્યવહાર જાળવવો કે જેથી આખી અણીએ આ દુનિયાની સહેલગાહ પૂરી કરાય.

## વાર્તા બેતાલીસમી.

મહારાજા ભોજરાજના અમલમાં કોઇ ધનવાનને ત્યાં ચોરી થવાથી રાજસેવકોએ તેની બારીક તપાસ ચલાવી અને શક પડતાં ચાર મનુષ્યોને પકડી લાવી મહારાજા હજુર હાજર કર્યા.

મહારાજા, ચોર જુગારી બદમાસોપર બહુજ ગુસ્સે થતા હતા; કેમકે એ લોકોજ કોર્ટોને નાહક તસ્દી આપનારા હોવાથી તેમની તરફ કરડી નજરથી જોતા હતા. એથી તે ચાર પૈકી એકની તરફ

ગુસ્સો લાવી કહ્યું કે–' ભલા આદમી! શું આ કામ તારા લાયક હતું ?!' એટલો ઠપકો આપી તેને કહાડી મૂકયો.

તે પછી બીજાનો હાથ પકડી મહારાજાએ કહ્યું કે–' વર્ણશંકર! તેં ગેરવ્યાજબી કામ કર્યું છે. જરા લાજ વ્હાલી કર.' એટલું કહી તેને પણ રજા આપી.

તે પછી ત્રીજાને માટે હુકમ કર્યો કે–' જૂતેથી તેનો બરડો ખંખેરી સાફ કરો.' આથી તેનું રાજસેવકોએ જૂતેથી સન્માન કર્યું. ત્યાર બાદ ચોથાને માટે મજા ફરમાવી કે–' આનાં નાક કાન કાપી લઇ માથે ચૂનો અને મ્હોડે મેંશ ચોપડી અવળે મ્હોડે બાંડા ગધેડા પર બેસારી ગાજતે વાજતે શહેરમાં ફેરવી પછી કહાડી મૂકવો.

આ પ્રમાણે એકજ મુદ્દાના ગુન્હેગારો છતાં જુદી જુદી સજા ફરમાવેલી જોઈ મુખ્ય મંત્રી વગેરે અજાયબ થયા.

રાજાએ તેમનો અભિપ્રાય સમજી જાહેર કર્યું કે–' મારા આપેલા અદલ ઇન્સાફનું પરિણામ કાલે સવારે જાસુસો મારફત મળશે કે તમોને ખાત્રી થશે કે વ્યાજબી ન્યાય થયો છે. એકજ ગુન્હામાં ફસાયેલા ચાર શખ્સો કંઇ એકજ સરખા હોતા નથી. કોઇ શરમાળ, આબરૂદાર લુચ્ચા કે બદમાસ પણ હોય છે. જેવો માણસ તેવી સજા કરવી યોગ્ય છે.' એમ કહી તે ચારેની ખબર મેળવવા જાસુસને તાકીદ આપી સભા બરખાસ્ત કરી.

જાસુસોએ તે ચારેની ખબર મેળવી તો તેમાં જેને સાદા શબ્દોમાં ઠપકો આપ્યો હતો, તે માણુસે તો ઝેરનો પ્યાલો પી પોતાના જાનને પરલોક મોકલી દીધો, અને જેને વર્ણશંકર કહીને ઠપકો આપ્યો હતો તે શહેર છોડીને બીજે કયાંય ચાલતો થયો છે. તથા જે ત્રીજાને વધારે ઠપકો આપ્યો હતો તે ઘરથી બહાર નીકળી કોઇને મ્હોં બતાવતો નથી અને ચોથાએ તો ગધાડાપર બેસી ગમ્મત સાથ ત્રણ બાજુઓ

શહેરની પસાર કરી ચોથી બાજુએ જાય છે તેવામાં તેની બૈરી મળી એટલે તેણીને તે કહેવા લાગ્યો કે ઉનું પાણી અને લાકુ તૈયાર રાખજે હવે એકજ બાજુએ ફરવું બાકી છે તે ફરીને તુરત આવું છું. લોકો બહુજ પુંઠ પડેલા છે, ગવેડું તોફાની હતું તો પણ તે પરથી પડી ગયો નથી જેથી ઇજ્જત રહી છે." આવું બોલતો બોલતો પોતાને ઘેર ગયો હતો.

આ પ્રમાણે આવેલા પરિણામથી સર્વે મહારાજાની બારીક તપાસના સાચા ઇન્સાફથી અત્યંત આશ્ચર્ય પામી ધન્ય ધન્ય કહેવા લાગ્યા—અને કહેવા લાગ્યા કે અદલ ઇન્સાફ તે આનુંજ નામ છે!

**વાર્તાનો સાર** ખુલ્લોજ છે.



## વાર્તા તેતાળીસમી.



મહારાજા ભોજરાજના અમલ અંદર કોઇ ગરીબ કંગાલની ફરિયાદી પોતાને પહોંચી શકવા માટે રાજાએ પોતાના મહેલની છત સાથે સંબંધ ધરાવી શકે તેવો ઘંટ નીચે લટકાવવામાં આવ્યો હતો કે જેના વગાડવાથી તુરત મહારાજા તે ઘંટ વગાડનારનો પોકાર પૂરી રીતે સાંભળતા હતા અને તેને પૂરો ન્યાય આપતા હતા.

મહારાજ સમજતા હતા કે અન્યાયી લાંચિયા અમલદારો પોતાની અંધાધુંધીથી રૈયતને લુંટી નીચોવી લેવામાં હુંશિયાર રહે છે અને તેઓ પોતાનું પોકળ ઢાંકવા મારા લગી પુકાર પહોંચવા દે નહી, તો તેથી બિચારી રાંકડી રૈયત કચરાઇ જાય; માટે તે ઘંટ બંધાવી રાખ્યો હતો.

એક વખત એક ડોસીએ આવી તે ઘંટ બજાવ્યો કે તુરત

ચોપદારને મોકલી તેની હકીકત સાંભળવા પોતાની હજૂર બોલાવી અને તેણીએ આવી રોશન કર્યું કે–

'મહારાજ સલામત ! મારા મકાનની પાસે મારા કબજા ભોગવટાને માલિકીનું એક આંબાનું ઝાડ છે, તેની એક ડાળ ઉપર ફક્ત ચાર આનાની કીમ્મતની કેરીઓ હતી તે મારા ગામના જાગીરદારના કુંવર વગર પૂછે ને વગર કીમ્મત આપે લઇ ગયા અને એ બાબત મેં જીલ્લાના તરસીબદારને પુકાર કરી; પણ ત્રણ મહીના થયા છતાં કશી ફરીયાદની દાદ મળીજ નહી, જેથી નામવર અગાડી તેનો ન્યાય મેળવવા આવી છું. ન્યાય અગાડી રંક કે રાજા ન્હાના મોટા ગણાતા નથી. ન્યાય સર્વને સમાન લાભ આપનાર હોય છે. શું જાગીરદાર આપના નેક ન્યાયને તાબે નથી કે જેના તરફની ફરીયાદ સાંભળવામાંજ ન આવે ? શું મ્હોં જોઇને ચાંદલો કરવો એ ન્યાય કહેવાય ? જે થાય તે મુંગે મોઢે સહન કરી લેવું તેનું નામ ન્યાય છે ? ન્યાયમાં આપ નામદારના કુમારશ્રી અને મારા જેવી મુસ્કીન એ બેઉ સરખાં માનમાં ન જોઇયે ? મામા માસીનું ચલવી ઢાંકપિછોડો કરવો એ ન્યાયનું ખરૂં સ્વરૂપ છે ?"

આ પ્રમાણે ડોસીનું બોલવું સાંભળી મહારાજાએ ફરમાવ્યું કે તમે બહાર બોલો હું તે બાબતમાં હમણાંજ તપાસ કરી ઉત્તર આપું છું. એમ કહી ધર્મશાસ્ત્રીને બોલાવી કહ્યું કે ધર્મશાસ્ત્રની અંદર કેટલી જાતના મુકદ્દમાનો લેખ છે ? અને તે લેખ પ્રમાણે બહાર બેઠેલી ડોસીનો મુકદ્દમો હોય તો કેવી રીતે ઇન્સાફ કરવો તે પણ ધર્મશાસ્ત્રના ફરમાન મુજબ જણાવો.

ધર્મશાસ્ત્રીએ કહ્યું–" ધર્માવતાર ! મનુસ્મૃતિની અંદર અઢાર તરેહના મુકદ્દમા છે અને તેની તફસીલ આ પ્રમાણે છે–કરજ, થાપણ, કબજો, ભાગીદાર, આપેલી ચીજ પાછી લેવી, પગાર ન આપવો, કાયદા વિરૂદ્ધ કરવું, લેણું દેણું, જમીનનો ટંટો, ગાળો

દેવા, મારપીટ કરવી, ચોરી, છીનાળુ, જુગાર, કપટ, લાંચ, ધણી ધણીઆણીના હક્ક અને ભાઇયોભાગ એ અઢાર અને તેના પેટા પ્રકાર થઇ ૧૦૮ પ્રકાર ગણેલા છે. આપ ફરમાવો છો તે બુઢ્ઢીનો મુકદ્દમો પણ એ પ્રકારમાંનોજ છે, અને તે ચોરીમાં ગણવા લાયક છે. તથા સાંભળવા પણ યોગ્ય છે. જો તે કેરીઓ ચાર આનાની હોય તો તે જાગીરદાર પાસેથી પાંચગણી કીમ્મત અપાવવી જોઇયે. રાજ્યકર્તાને યોગ્ય છે કે કદી કોઇ બદમાશને કે પ્રજા પીડનારને સજા આપવામાં ગફલત કરે કે સુસ્તી રાખે તો તે નુકસાન કરતા છે; કેમકે એ વાત રાજ્યની જડ પોલી કરી દેનારી છે. દંડ દેવાથી લોકોના મનમાં ડર પેસે છે અથવા એક ગુન્હેગારને સખત સજા મળે તો તે અથવા બીજા પણ તેવા રસ્તા નકીજ આદરે.'

મહારાજાએ ફરમાવ્યું કે—તે જાગીરદારને આ નાના મુકદ્દમામાં અને થોડા જુલમ માટે સખ્ત સજા કરવી તે નિયમ વિરૂદ્ધ ગણાય. હું ચાહું છું કે આવી નાની નાની ફરિયાદો મારા લગી ન આવવા પામે તે ઠીક. આવી ફરિઆદો તે તે જીલ્લાના હાકિમોને આજ્ઞા થવી જોઇયે કે તેઓ આવી ફરિયાદોના ફેંસલા કાયદા મુજબ ત્યાંજ આપી ફરિયાદીને સંતોષ આપે, અને તે સંબંધીનો પરિણામ લેખ આ તરફ મોકલી આપે.

જાગીરદારના કુંવરને સજા આપવી જોઇયે તો પણ તે ઇજ્જતદાર છે પાંચગણા પૈસા એટલે સવા રૂપિયો દંડ કરવો એ શોભે નહી માટે તેના માન મરતબા પ્રમાણે એ સજા લાયક છે કે તે જાગીરદાર ફક્ત એ ડોસીને ૧૦૦ રૂપિયા આપી રાજી કરે અને વિશેષ તે જાગીરદાર કુટુંબ સહિત ચાર વર્ષ નજરકેદ ભોગવે કે જેના લીધે બીજા જાગીરદારો પણ પોત પોતાના કુંવરોને કાયદામાં રાખવા પૂરતી દેખરેખ રાખે અને તેમની ચાલ ચલગતમાં જરા પણ ગફલત

ન કરે. તેમજ તે જીલ્લાના હાકિમને પણ સજા થવી લાયક છે; કેમકે ડોસીને ત્રણ મહીના લગી પજવી છે છતાં ન્યાય આપ્યો નહીં. એ ગફલત અને બેપરવાઇના કારણ લીધે ૭ મહિના લગી અંહીયાં હજૂરી નોકર બની રહે અને તેના હાથ નીચેના નાયબોને ત્રણ મહીના લગી નોકરીથી દૂર કરવામાં આવે એજ મારો હુકમ છે. '

જે રાજાનો કોપ કે જેની મહેરબાનીનું ભલું બુરૂં ન મળે તો તે રાજાને રૈયત ચાહતી નથી. હું એક ભૂલ તો બક્ષો દઇશ બીજી ભૂલ થતાં નુકસાનીનો બદલો લઇશ, અને ત્રીજી ભૂલ થતાં તેને સખ્ત સજા કરીશ એ નક્કી સમજવું. '

તે પછી ધર્મશાસ્ત્રીને પૂછયું કે–' ન્યાયી રાજાનું ઓળખાણ શું ? ' ધર્મશાસ્ત્રીએ વિનવ્યું કે–' જે રાજા વેદ અને શાસ્ત્રો ભણેલ હોય, ન્યાય અને નીતિશાસ્ત્રમાં નિપુણ હોય, લોકોના રીત રિવાજથી વાકેફગાર હોય, ખરી વાતને ખોળનાર હોય, સાચું બોલનાર હોય, અને સાચું સાંભળવાનીજ ચાહના રાખતો હોય, તેમજ ન કોઇનાથી ગાઢો સંબંધ હોય કે ન કોઇનાથી વૈર હોય, તથા હસમુખો–ધીર–ગંભીર–દયાદયાવંત–સમજદાર–બુદ્ધિવંત–ધર્મવાન અને ન્યાયી હોય, તેજ રાજા ઇન્સાફની ગાદી પર બેસવા લાયક હોય છે; કેમકે તેવા વિના તેવી ન્યાય ગાદીનો અધિકારી થઇ શકતોજ નથી. '

આ પ્રમાણે ધર્મશાસ્ત્રીનું કટન સાંભળી ડોસીને તે જાગીરદાર પાસેથી ૧૦૦ રૂપિયા અપાવ્યા તથા તેના કુટુંબને તહેસીલદાર અને અને નાયબોને ધાર્યા પ્રમાણે સજા કરી બીજાઓ પર છાપ બેસાડી પ્રજાનો ધન્યવાદ વહોર્યો.

**વાર્ત્તાનો સાર રાજ્યનીતિ અને ન્યાય દર્શાવીજ રહેલ છે.**

**સમાપ્ત.**

**તૈયાર છે !** **સચિત્ર !** **તૈયાર છે !**

**વીર યોદ્ધાઓનાં અપુર્વ પરાક્રમ વાંચવાં હોય તો**

**જરા નીચે નજર કરો !**

# રત્નગઢની રંભા

**યાને**

## રણઘેલા રજપૂત.

જેમાં પ્રેમ વીર, શૃંગાર, કરૂણા વગેરે રસનો સમાવેશ કરેલ છે વિષયાંધ રાજાનું રાજ્યતંત્ર, વીર રજપૂતોની રાજ્યભક્તિ અને સ્વદેશ પ્રતિ કુલીન કન્યાઓના અદ્‌ભુત પ્રેમનું દર્શન, ઉપરથી સ્વરૂપવાન અને અંદરથી રાક્ષસી કામ કરનારી એક ખૂબસુરત અબળાનાં હૃદયદ્રાવક કૃત્યો, તેમજ રાજ્યલોભથી પવિત્ર માણસમાં પણ થતો અદ્‌ભુત ફેરફાર વગેરે અનેક મનોવેધક પ્રકરણોનો તાદૃશ્ય ચિતાર ચીતરવામાં આવ્યો છે. નીતિ. રીતિ અને સ્વદેશ પ્રીતિના જ્ઞાનને માટે પુસ્તક અવશ્ય એકવાર વાંચવુંજ જોઇએ. અતે વખાણવું તે પર ઢોળ કરવા સમાન છે. સારા ગ્લેઝ કાગળ પાકું સોનેરી હોવા છતાં **કીંમત** માત્ર રૂ. ૩-૦-૦ પોસ્ટેજ જુદું

**સોલ એજન્ટ:-**

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

[illegible] પાનકોર નાકે-અમદાવાદ.